વર્ષ લું. | સાહિત્યપ્રકાશક વાર્તામાળા | પુસ્તક ૧ લું.

# શશિબાળા

યાને

# ભયંકર મઠ.

સંવત્ ૧૯૭૧. આશાડ.


લેખક,

રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

અમદાવાદ.



પ્રકાશક

લક્ષ્મણચંદ્રજી સાહિત્ય ગ્રંથાલય

તરફથી

લક્ષ્મીશંકર મહાશંકર જોશી.

સેવકાની વાડી—અમદાવાદ.

અમદાવાદ

આ ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું

રીચીરોડ, પાંચકુવા.

| વર્ષ ૧ લું. | સાહિત્યપ્રકાશ વાર્તામાળા | પુસ્તક ૧ લું. |
|---|---|---|

# શશિબાળા

યાને

# ભયંકર મઠ.




લેખક.

રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. અષાડ. પ્રત ૨૬૦૦.

સંવત્ ૧૯૭૧. સને ૧૯૧૫.




| કિંમત વાર્ષિક ફાળે. | છુટક કિંમત. |
|---|---|
| કાચા પુંઠાના રૂ. ૦-૫-૦. | કાચા પુંઠાના રૂ. ૦—૮—૦. |
| સોનેરી પુંઠાના રૂ. ૦-૬-૦. | સોનેરી પુંઠાના રૂ. ૦-૧૦-૦. |


પ્રકાશક

લક્ષ્મણચંદ્રજી સાહિત્ય ગ્રંથાલય.

અમદાવાદ.




ૐ

# अभिवंदनम्.

( રાહ સવૈયા. )

સદ્ય થજો સત્કાર શશિબાલાનો એ અંતરની આશ.
ગુર્જરરાષ્ટ્ર સાક્ષર નરદ્વારા હો ! ગુર્જર સાહિત્ય પ્રકાશ–
અભય હસ્ત શીરપર હર ! સ્થાપો પ્રતિ પળ ઉજ્વલ ઉન્નતિ થાવ.
શિઘ્ર પામી સનમાન વીરાજે જઈ આનંદે સર્જન હાથ–

.... .... .... .... .... ....

દયા નીતિ સત્ પ્રેમ તણો શુભ, પંથ સુચવતાં થશે પસાર
વીર, ક્ષુદ્ર શ્રૃંગાર, કરૂણા રસ વરસાવી મુશળ ધાર
પ્રભો !! પ્રભાના પ્રભાત કાળે કીરણ વિશ્વ મહીં પ્રસરાય
દયા લાવી પ્રીય દીન ગુર્જરી વાણીને વિભુ કરજો સ્હાય.

મુ૦ અમદાવાદ. | P. N. Desai
તા. ૧૪–૮–૧૫. | કામરેજવાલા.

શ્રી " ગુજરાત " પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપી.
પાંચકુવા ચાર રસ્તા ઉપર—અમદાવાદ.



# સમર્પણ.

સ્વર્ગસ્થ સ્નેહી માતા !

સાધારણ સ્થીતિ હોવા છતાં સંપૂર્ણ લાડ કોડમાં ઉછેર્યો, તેમજ ઉચ્ચ સંસ્કારોનું બીજ હૃદયક્ષેત્ર-માં આરોપણ કર્યું, વિગેરે, ત્હારા અગણિત ઉપકારના બદલામાં, ત્હારા સ્મર્ણાર્થેજ, આ મ્હારા પ્રથમ પ્રયાસરૂપી ફળ, "શશિમાળા યાને ભયંકર મઠ" નામક પુસ્તક, માતૃરૂણમાંથી યત્કિં-ચિત્ મુક્ત થવા અનન્ય ભક્તિ-ભાવે ત્હનેજ સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

માતૃઋણી

રણછોડ.



# અનુક્રમણિકા.

ॐ तत्सत्

# भूमिका.

सत्संगाद्भवतिहि साधुता खलानां ।
साधूनां नहि खलसंगमात खलत्वम् ॥
आमोदं कुसुमभवं मृदेवधत्ते ।
मृद्गंधं नहि कुसुमानि धारयंति ॥

ખળ સંગતીએ સાધુ કદિએ ખળપણું નવ ધારશે,
પણ સાધુ સંગે ખળ હશે તે સાધુસમ નિશ્ચે થશે.
કુસુમનો પરિમલ રૂડો જ્યમ મૃત્તિકાએ જઇ અડે,
નહિ મૃત્તિકાનો ગુણ કુસુમે સાંધતાં કેમે જડે.



પ્રસ્તાવનાં કહો, યાતો ભૂમિકા કહો, પણ તે લખ્યા વીના ચાલેજ કેમ? પણ કારણ! કારણ એજ, કે પ્રસ્તાવના એ તો પુસ્તકનું નાક મનાય છે. વાત પણ ખરી, કેમકે, નાક ગયું એટલે તો પછી બાકી રહ્યું શું? આ સંસારમાં ચારે દિશામાંથી એ નાકના તો શાખા જ્યાં ત્યાં થતા સાંભળ્યા છે. નાવારસ કહો યાતો નખોદીયાંના માલખજાનાની લૂંટાલૂંટમાં, "એવા કેટલાએ કેસ ચાલતા કોર્ટોમાં જોયા છે, પાંચસો રૂપીયાની મીલ્કત મેળવવામાં પાંચ હજાર રૂપીયાંનાં પાણી કરાય, અરે તેથીએ એક મીંડુ ઉપર ચઢી જાય તોપણ કંઇ નાક જવા દેવાય?

પ્રિય વાંચક! મૂળ ગ્રંથકારે તો પ્રસ્તાવનાનું પાણી કર્યું છે, પણ અમારાથી એમ કેમ થાય, એમને ત્યાં એની એટલી બધી આવશ્યકતા નહિ હોય, પણ અમારે તો લખ્યા વિના ચાલેજ નહિં. બળાત્કારે પણ લખ્યા વિના છૂટકો નહિંને! આજ સુધી તો પ્રસ્તાવના એટલે શું એ પણ ન્હોતા જાણતા જેથી પ્રસ્તાવના લખતાં મગજનું પાણી ઓછું થઇ જવાનો સંભવ રહે છે. જેવી પરમાત્માની ઇચ્છા!

સાહિત્યદ્વારા જનમંડળીની સેવા કરવાનો શુભયોગ આ પ્રથમજ પ્રાપ્ત થાય છે. ભાગ્ય યોગ શીવાય કંઇજ બનતું નથી, અનેક ઉચ્ચ

કોટીની સેવામાંની આપણુ એક ઉચ્ચ પ્રકારની સેવા છે, સેવા કરવાનો સમય પ્રાપ્ત થાય છે. ભાગ્યયોગ શીવાય કંઇજ બનતું નથી, અનેક ઉચ્ચ પ્રકારની સેવા છે, સેવા કરવાનો સમય પ્રાપ્ત થવો એ તો દૂર્લભ વાત, ત્યારે એ સેવા કરવાના પ્રાપ્ત થયેલા અપૂર્વ પ્રસંગથી, આ શરૂ થતા સેવકના હૃદયમાંથી કદાચ કંઇ ગાંડાઘેલા શબ્દો નિકળી જાય, તો હંસ ક્ષીરન્યાયે, ભક્ત હૃદયની સુદ્ધ ભક્તિ જોવાનોજ ભગવાનને અધિકાર છે. એજ પ્રાર્થના !

અંતરમાં છૂપાએલી જ્ઞાન જ્યોતિને, નિસ્વાર્થ પ્રયત્નથી પ્રકટાવનાર સાધુ પુરૂષની આવશ્યકતા છે. પ્રત્યેક વ્યક્તિને માટે ઉત્સાહપ્રેરિત માણસની જરૂર છે.

મારા પરમશુભેચ્છક મુરબ્બી ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા, મેનેજર "ભારત જીવન" અને "સસ્તિ વાર્તામાળા" તેમના હરહમેશના, લખ, વાંચ, શીખ, જો, પ્રયત્ન કર હરહમેશના ઉદગારના ફળસ્વરૂપ આ "શશિબાળા અને ભયંકર મઠ" નામનો અપૂર્વ નવિન ઉપન્યાસ વાંચકવર્ગ સમક્ષ સાદર થાય છે. ગ્રાહક વર્ગમાં શશિબાળાનો સત્કાર થાય તે માન તેઓશ્રીનેજ આભારિ છે !

"**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**"

શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનના એ અત્યુત્તમ ઉપદેશ પ્રમાણે, ફળની આશા રાખ્યા શીવાય માત્ર કર્તવ્ય કરવામાંજ પ્રવૃત થવું એજ ઇષ્ટ છે. ફળ મળશે કે કેમ તે જોવાનો અધિકાર કર્તવ્ય કરનારને નથી. મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા ફળ મનુષ્યના યત્નનીજ વાટ જુવે છે. અસ્તુ !

શરૂ થતા ઉછરતા લેખકોને, તુચ્છ વિચારના પોતાની જાતને શરૂવાતથીજ સંપૂર્ણ માનનારા કેટલાક ટીકાકારો નાસીપાસ કરી નાંખે છે. તેમની ઉત્તેજીત વૃત્તિઓને દબાવી નાંખે છે. બીચારા નિર્માલ્ય હૃદયના એવા કેટલાક ઉદ્ભવ થતા લેખકો એથી નિરાશ થઇ જાય છે. અને પોતાની જાતને માટે તેમજ પોતાના લખાણને માટે તરતજ તુચ્છ અભિપ્રાય બાંધે છે. શા માટે નિરાશ થવું જોઇએ ?

કલંકિ નિશાપતીના કલંકિત પ્રકાશને કોણ સત્કારતું નથી ? કંટકમય ગુલાબની મિષ્ટ સુગંધિનો કોણ અનાદર કરે છે ? જો કુદરત પણ દોષથી અલગ નથી તો મનુષ્ય કોણ માત્ર ? લોકવાયકા પ્રમાણે ભૂલથી તો આ જગત્ પેદા થયું છે. પછી ? સમયજ બધું શિખવે છે!

ફક્ત પુસ્તકમાં, વીરસેનની વીરતા, શશિબાળાએ પોતાના શિયળ ધર્મનું કેવી રીતે સંરક્ષણ કર્યું, પતિને મરી ગએલી ધારતા, સાધુ વેષધારી કુમાર સ્વામીનાં ઘોર ઘાતકી કૃત્યો સામે થઇ, સાધ્વિ સુલોચનાએ ભૈરવી સ્વરૂપે અદ્રષ્ય રીતે કેવા કેવા ભયંકર ભેદિ બનાવોના ભેદ પ્રકટ કર્યા; શશિબાળા અને વીરસેનને કારાગૃહમાંથી મુક્તિદાન આપવાને માટે જીવનની પણ દરકાર રાખ્યા શીવાય કેવો અગાધ પરિશ્રમ લીધો. કુમાર સ્વામીનાં પ્રત્યેક નીચ કાવત્રાંની સામે થઇ અનેક મનુષ્યોના અમૂલ્ય આત્માઓનું રક્ષણ કરતાં ભૈરવી યોગીનીઓ, તથા સાધુઓને કેવા વિકટ માર્ગમાંથી પસાર થવું પડે છે. ભૈરવીઓના ભેદિ બનાવો, યોગીનીઓના ચમત્કારો, કુમાર સ્વામી અને તેના અનુયાયીઓ સાધુ વેષધારી લુંટારાઓને અનેક રીતે મહીત કરી આખરે સત્ માર્ગપર લાવવાને માટે કેવી રીતે શક્તિવાંન બને છે. અનેકા અનેક ભેદ પ્રકટ થતા, વાંચતાં વાંચતાં રોમાંચ ઉભાં થાય છે. છેવટનો આનંદ વળી કંઇક ઓરજ રીતે આલેખવામાં આવ્યો છે.

ટુંકામાં એટલુંજ કે શશિબાળા ગ્રાહક વર્ગને કેવી રીતે રૂચીકર થઇ પડશે, તે તરફ ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. એમાંથી વાંચક વર્ગને અવસ્ય કંઇને કંઇ નવિન જાણવાનું તથા શિખવાનું મળી આવશે, એવી અમારી ધારણા છે. પછી તો ઇશ્વરેચ્છા!

વિ. "શશિબાળા યાને ભયંકર મઠ" એ શ્રીયુત, પંડીત ચંદ્રશેખર પાઠક રચિત "શશિબાળા યાને ભયંકર મઠ" એ હિન્દિ પુસ્તકનો અનુવાદ કરવામાં આવ્યો છે. નામ પણ કાયમજ રાખ્યું છે આ પ્રસંગે તેઓશ્રીનો પણ આભાર માનવાને સુયોગ હું કેમ જવા દઉં!

આ સંસ્થાના મંત્રી મહાશયે જે "સાહિત્ય પ્રકાશ વાર્તામાળા" ના ગ્રાહકોની સેવા બજાવવાનો જે અલભ્ય લાભ મને પ્રાપ્ત કરાવ્યો છે. તે બદલ તેમનો પણ આવસ્ય છે. અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. તેમના સાહિત્ય સેવાના પવિત્ર કાર્યમાં તેમને યથેષ્ઠ ફત્તેહ, તેમજ ગ્રાહક વર્ગ તરફથી પૂર્ણ ઉત્તેજન મળવાની સાથે, વખતો વખત "વાર્તામાળા" ના ગ્રાહક બંધુઓની સેવા કરવાનો સુયોગ અમને પણ પ્રાપ્ત થાવો અન્તિમ એજ અભિલાષા.

**અમદાવાદ હરિનિવાસ** } **રણછોડલાલ હરીલાલ ભટ્ટ,**
દિવાસો, તા. ૧૦-૮-૧૫. }

# નિવેદન.

આજે આ સંસ્થા તરફથી "સાહિત્ય પ્રકાશ વાર્તામાળા" ની શુભ શરૂવાત કરવામાં આવી છે અને હેના પ્રથમ પુસ્તક તરીકે "શશિબાળા યાને ભયંકર મઠ" નામક પુસ્તક આ "વાર્તામાળા" ના ગ્રાહકોના કર કમળમાં અર્પતાં આનંદ થાય છે. અમારા ધારવા પ્રમાણે ઘણે ભાગે બોધક વાર્તાઓથીજ સમાજને સારે રસ્તે દોરી શકાય છે. જુદા જુદા વિષયથી તે દ્વારા ધાર્મિક ઐતિહાસિક, નૈતિક, અને સામાજીક શિક્ષણ આપી શકાય છે. અમોએ "વાર્તામાળા" દ્વાસ ઉચ્ચ કોટીની વાર્તાઓ આપવાનો નિશ્ચય કર્યો છે.

"વાર્તામાળા" ની સાઇઝ રોયલ બાર પેજી રાખવામાં આવી છે. અને એજ સાઇઝના હિસાબે એક વર્ષમાં પંદરસો પૃષ્ટ પુરાં પાડવાનો વિચાર છે.

અમારી સાઇઝ એટલે સુપર રોયલ સોળ પેજી સાઇઝનો હિસાબ ગણતાં વાર્ષિક બે હજારથી ચોવીસે' પૃષ્ટ થઇ જાય છે.

અને તે અમોએ માત્ર સવા બે રૂપીયામાં 'કાચાં બોર્ડ પટ્ટીવાળાં પુંઠાનાં પુસ્તક' તેમજ સવાત્રણ રૂપીયામાં સુંદર સોનેરી બાઇન્ડીંગ વાળા પુંઠાનાં પુસ્તકો આપવાનો ઇરાદો રાખ્યો છે.

રોયલ બાળ પેજી મ્હોટી સાઇઝનાં પંદરસો પૃષ્ટનું શ્રેષ્ટ વાંચન અપાય છે. તે સાહિત્ય સંસ્થાને યથાશક્તિ ગ્રાહક કરી આપી તે દ્વારા સાહિત્ય સેવા બજાવવામાં કંઇક ભાગ લેવો તે વાંચક મહાશયોની ફરજ છે.

ઓછામાં ઓછા છથી સાતહજાર ગ્રાહકો થયા સિવાય અમો અમારી ધારણા મુજબ આથી પણ વધારે પૃષ્ટનું વધારે વાંચન આપી શકીશું નહીં.

દરેક વાંચક બન્ધુ પોતાનાં સગાં વ્હાલાં ઇષ્ટ મિત્રોમાં "સાહિત્ય પ્રકાશ વાર્તામાળા" નો ફેલાવો કરવા ચુકશે નહી તો અવસ્ય અમને ખાત્રી છે 'કે' ઉપર જણાવેલી સખ્યા કરતાં પણ વધારે ગ્રાહકો સ્હેલાઇથી થઇ શકે તેમ છે.

પૃષ્ટનો વધારો કરી વિશેશ વાંચન આજ લવાજમમાં આપવાનીઉત્કંઠાછે.

છેવટમાં આ પુસ્તકના લેખક એક ઉત્સાહી યુવાન છે. વળી ભવિષ્યમાં હેમનીજ કૃતિનું એક સુબોધક ઉચ્ચ શૈલીથી લખાયેલું પુસ્તક આ "વાર્તામાળા" દ્વારા આપવાનો અમારો વિચાર છે.

આ પુસ્તક હેમણે તદ્દન નિસ્વાર્થ વૃત્તિથી લખી આપી સાહિત્ય સેવાદ્વારા આ સંસ્થાને જે મદદ કરી છે, હેવીજ રીતે અન્ય લેખક મહાશયોને આ સાહિત્ય સેવાના કાર્યમાં યથા શક્તિ મદદ કરવા માટે આમંત્રણ કરવામાં આવે છે. ઓમ શાન્તિ !

વિક્રમાર્ક ૧૯૭૧ શ્રાવણી
તા. ૨૪–૮–૧૯૧૫
અમદાવાદ.

લક્ષ્મીશંકર મહાશંકર જોશી.
મંત્રી. લ. સા. ગ્રં. અને સા. ફં.

સદ્ગુરવેનમઃ

# શશિબાળા

યાને

# ભયંકર મઠ.

એક અપૂર્વ રહસ્યમય નવિન ઉપન્યાસ.

## પ્રથમ પરિચ્છેદ.

### પર્વત ઉપર.

શ્રાવણ માસ ચાલે છે. મુશળધાર વૃષ્ટિ પછી; આકાશ નીર્મળ જણાય છે. વાદળીના ટુકડા આમથી તેમ જોસભેર જતા હોય તેમ દેખાય છે. હજુ પણ વરસાદ વરસશે એમ ધારણા બાંધી શકાય છે. ભગવાન કુમુદકાન્ત કવચિદ્ દર્શન દઈ પુનઃ શ્યામવર્ણ વાદળમાં અદ્રશ્ય થાય છે. પવન સુંસવાટાબંધ વહાય છે. મદોન્મત્ત નવયુવતીઓ સરિતા તટપર જળ ભરવા જતી હોય તેમ વાદળીઓ ઉત્તર દીશામાંથી પૂર્વમાં જાય છે.

જોતજોતામાં પવન બંધ થઇ ગયો. ધીરે ધીરે લોહચુંબકની માફક વાદળાં એક બીજા તરફ આકર્ષાયાં અન્યોન્ય ભેટવા લાગ્યાં, પ્રૌઢ આકાશના વીશાળ ગર્ભમાં કોણ જાણે ચંદ્રદેવ ક્યાં સંતાઇ ગયા. આ વખતે સમસ્ત સંસાર ઉપર અંધકાર છવાઇ ગયો. આકાશ

ઘનઘોર બની ગયું. વાદળની ગર્જનાથી ચારે દીશાઓ ગાજી ઉઠવા લાગી. એકાએક મોટા મોટા કરા પડવા લાગ્યા. જાણે કે આ સમયે પ્રલયકાળજ ઉપસ્થીત ના થયો હોય !

આ સમયે કોઇ એક નવયુવાન વિન્ધ્યાચળ પર્વત ઉપર ઉતાવળથી ચઢતો ચાલ્યો જાય છે. શું પુરૂષનો મનમોહક દેખાવ, કપાળ પર અવિચ્છીન્ન ત્રીપુંડ્ર તાંણ્યું છે. શરિરપરનાં બે ચાર આભુષણો વળી સુંદરતામાં ઓર વધારો કરે છે. તેના [illegible] અને તેની ચાલ આ સ્થળે તેના બળવિક્રમની કંઇક પ્રતિતિ કરાવે છે, કમરે લટકતી તલવાર પળવારને માટે વાંચક વર્ગને વીચાર સાગરમાં તણાવા દેશે.

યુવાન એક પગ ડંડીયા માર્ગમાંથી પસાર થતાં ચઢતો આગળ વધતો ચાલ્યો જાય છે. વરસાદ જોરથી વરસતાં યુવાનને કોઇ વૃક્ષની છાયાનો આશ્રય લેવો પડે છે. અને પાણીનું જોર કંઇક નરમ પડતાં પાછો આગળ વધે છે. તેના હાવભાવથી તે ગમે તેની શોધમાં છે એવું સ્પષ્ટ જણાઈ આવે છે.

આવી રીતે આમ તેમ દ્રષ્ટી ફેંકતો શ્વાસ લેતો યુવાન પર્વતપર જઇ પહોંચ્યો. આ વખતે એકાએક આ નીર્જન સ્થળમાંથી કંઇક બ્યુગલ જેવો અવાજ આવતો તેના કાનમાં અથડાયો.

યુવાન એકદમ ચમક્યો અને મન સાથે વીચાર કરવા લાગ્યો કે આવા ઘનઘોર જંગલમાં પર્વત શીખરપર એ બ્યુગલ બજાવનાર કોણ હશે ? શું મારા કાર્યમાં હું ફતેહ નહી મેળવી શકું ? અસ્તુ ! **ईश्वरेच्छा बलियसि** એમ કહી બોલ્યો મનુષ્યનું ધાર્યું ક્યાં થાય છે. આમ વીચાર કરતાં કરતાં યુવાન જરીક આગળ વધ્યો ત્યાં તો ફરીથી પહેલાંની માફક જાણે બરાબર બ્યુગલ ના વાગતું હોય તેવોજ ધ્વની તેણે સાંભળ્યો. આ વખતે તેને લાગ્યું કે કહો ના કહો પણ શબ્દ કંઇ નીકટના સ્થળમાંથીજ સંભળાય છે.

જે દીશા તરફથી શબ્દ ધ્વની સંભળાયો હતો તેજ દિશા તરફ તેણે દુર દૃષ્ટિ ફેંકી. જે દ્રષ્ય તેણે જોયું તે જોવાથી તેનું માથું ઘુમવા લાગ્યું. આ વખતે તેના હૃદયમાંની ધૈર્ય શક્તિ કોણ જાણે ક્યાં ગઇ જે દીશામાં તેણે પ્રકાશ જોયો અને ધ્વની સાંભળ્યો એ તરફ તે એકદમ ગયો.

યુવક ક્ષત્રીય વીર હતો, તેના હૃદય ક્ષેત્રમાં પરોપકારનું બીજ વવાયેલું હતું, ઉક્ત ભયંકર નીર્જન સ્થળમાં, એક નીરાધાર દીન અબળાને પાંચ મનુષ્યો બળપૂર્વક ઉપાડી બળાત્કાર કરતા લઇ જતા દેખી તેનું હૃદય ચૂર્ણ થવા લાગ્યું. હવે તેના હૃદયનો જુસ્સો અને ક્રોધને તે દબાવી શકયો નહિ. અને એકાએક તેઓની સન્મુખ જઇ પહોંચી કમરે લટકતી તલવાર મ્યાનમાંથી બહાર કાઢી પાંચ માંના [illegible] માં પહોંચાડી દીધો.

આ સમયે બીજી બાજુથી કોઈ શસ્ત્રધારી ભયંકર આકૃતિવાળો યુવાન તેની દ્રષ્ટીએ પડયો, યુવક મૌન્ય ધારણ કરી ઘડીભર ઉભો રહ્યો, થોડીવાર પછી ફરી એક વખત આગળ વધીને જ્યાં બીજા એક ઉપર શસ્ત્રનો ઘા કરવા જાય છે ત્યાં પાછળથી શબ્દ થયો કે " હાં ! હાં ! એમ ના કરો ! " યુવાને પાછા ફરીને જોયું તો હાથ ઉંચા કરી મના કરતો એક સંન્યાસી તેની દ્રષ્ટીએ પડયો. યુવાને આ સંન્યાસીની વાત તથા ઇસારાની તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહિં અને ઉલટું વધારે આગળ વધીને જે લોકો દીન અબળાને બળપૂવક પકડીને લઇ જતા હતા, તેમના ઉપર એકદમ તુટી પડયો.

અબળા બિચારી નમીનમીને પોતે મુકત થવાને પ્રાર્થના કરતી હતી. આ રીતે અશ્રુપાત કરતી પોતાનું માથું તે પાપાત્માઓના ચર્ણમાં નમાવતી હતી. પણ વજ્ર હૃદયના પુરૂષોનાં દીલ પીગાળવાને તે દુઃખી અબળાનાં અશ્રુ બેનસીબ નીવડયા નીષ્ઠુર હૃદયના મનુષ્યોમાં તે કંઇ દયા દેખી છે ?

પણ યુવાને તેની પ્રાર્થના સાંભળી, કંઠાર હૃદયના નીર્દય પુરૂષોને પ્રાર્થના કરતી જોઇ યુવકનું હૃદય ખળભળી ઉઠયું. એકાએક પુનઃ ક્રોધના આવેશમાં ને આવેશમાં તેઓમાંના એક ઉપર સખ્ત રીતે તલવારનો ઘાવ કર્યો. પહેલેજ ઘાવે એક જણનું માથું ધડથી જુદું થઇ દૂર જઇને પડયું. અને ધડ પૃથ્વિ ઉપર પડી જમીન સાથે અફળાવા લાગ્યું.

આ વખતે વરસાદ બંધ હતો, આકાશ સ્વચ્છ નીર્મળ જણાતું હતું, ચંદ્રરાજ પણ પોતાની અનન્ત કળાઓથી પૃથ્વિને ઉજ્વળ કરી રહ્યા હતા;

એક મનુષ્યનું માથું કપાયેલું દેખી બાકીના ચારે મનુષ્યો અબળાને છોડી દઈ યુવક તરફ ધસ્યા. તે પણ સાહસીક વીર હતો,

તે પોતે એકલો લડવાને તૈયાર થઇ ગયો. પણ આ વખતે પાછળથી આવતા બીજા પાંચ મનુષ્યો આ સ્થળે આવી પહોંચ્યા.

યુવાન આ સમયે એકલો હતો. ઉક્ત સ્થળે તેનું કોઇ સહાયક નહોતું છતાં પણ તે પાછો ના હઠયો અને લઢતોજ રહ્યો, પરન્તુ આ લડાઇનું પરીણામ આપણા સાહસીક યુવાનને માટે દુઃખદાયી નીવડયું. તેમ છતાં પણ તેણે વળી એક પુરૂષને શીરવીહીન કરી નાંખ્યો પણ તે પોતેજ અત્યારે બંદીવાન બની ગયો, અને તે મનુષ્યોએ મળીને યુવાનના સખ્ત રીતે હાથ પગ બાંધી દીધા.

ટગર ટગર જોતી અનાથ બાળા હાથ જોડીને યુવાનની સામું જોઇ રહી છે, તેનું સુકોમળ સુન્દર શરીર પવનથી હાલતા વૃક્ષની માફક ભય અને બીકથી કંપી રહ્યું છે. આંસુની ધારા નેત્રમાંથી અવીચ્છીન-પણે વહે જાય છે.

પોતાનું રક્ષણ કરનાર યુવાનની આ દશા દેખી તેનું કાળજું ફાટી જવા માંડયું, તે પોતે નમ્ર સ્વરથી પેલા નિર્દય મનુષ્યોને વીન-વવા લાગી.—" હું તમારી સાથે આવવાને તૈયાર છું. પણ કૃપા કરી તમે આ યુવાનને મુક્તિદાન આપો. તેના બદલામાં તમે જે કંઇ કરશો તે સહન કરવાને હું તૈયાર છું.

જો તમારા હૃદયમાં કંઇપણ દયા હોય, કંઇપણ મમતા હોય, જરીક પણ ઇશ્વરનો ભય હોય તો મારી આ એક તુચ્છ પ્રાર્થનાનો સ્વીકાર કરો.

**પહેલો**—રંડા, તારે લીધે તો મારા બે સાથીઓના પ્રાણ ગયા છે! શું હવે અમે આ યુવાનને છોડી દઇએ?

**બીજો**—તેના પ્રાણ તો એવી ભયંકર રીતે લઇશું કે નજરે જોનાર પણ ત્રાહ્યત્રાહ્ય પોકારી જાય.

**ત્રીજો**—નહિં! નહિં, હમણાં તો એને કેદ કરીને રાખવો જો-ઇએ. પછી આપણા સરદારને પુછીને તેનો ફેંસલો કરીશું.

**ચોથો**—તેની કાંઇ જરૂર નથી!

એટલામાં પેલો સંન્યાસી જે એકવાર યુવકની સન્મુખ આવીને પાછો ચાલ્યો ગયો હતો તે સામે આવી પહોંચ્યો અને ગર્જના કરીને બોલ્યો. એને કાળાગૃહમાં પહોંચાડી દો, અને (અબળાની તરફ નજર કરી) એને અત્યારે હાલ ને હાલ મઠમાં લઇ ચાલો—

# દ્વિતીય પરિચ્છેદ !

## છૂપી બાતમી.

પર્વત ઉપર એક સુવીશાળ મઠ બાંધવામાં આવ્યો છે. મઠની દિવાલ બહુજ મજબુત જણાય છે, દેખાવમાં કીલ્લા માફક ભાસે છે. મઠ જુનો પુરાણો છે. પરન્તુ એટલું તો નીઃસંદેહ કે તેમાં, લગભગ સો, બસો મનુષ્યો સહેલાઇથી રહી નીર્વિઘ્ને પોતાના દીવસો, વ્યતીત કરી શકે. મઠના ચોગાનમાં એક સુરંગ બનાવવામાં આવી છે. સુરંગમાં કેટલેક દૂર જતાં એક કોટડી દેખાય છે, અને ત્યાંથી પણ આગળ જવાનો એક માર્ગ દ્રષ્ટીગોચર થાય છે, એ રસ્તો ક્યાં જાય છે, તથા એ રસ્તે જતાં મનુષ્ય ક્યાં પહોંચે છે. એ વૃતાંન્ત પાઠક વર્ગને થોડા સમય બાદ આપોઆપ જણાશે.

કોટડીની બહારની બાજુ લોખંડના મજબુત સળીયાનો દરવાજો બનાવવામાં આવ્યો છે. એ પરથી ધારી શકાય છે કે આ કોઇ સામાન્ય કોટડી નથી પણ ભયંકર કારાગૃહ છે.

આ સમયે ઉક્ત કારાગૃહમાં હમે લમણે હાથ દઇને બેઠેલા કોઈ એક શોક મગ્ન યુવાનને જોઇ શકીયે છીએ. બહાર એક પ્રચંડ કાયાવાળો ભયંકર મનુષ્ય પહેરો ભર્યા કરે છે. યુવક ઘનઘોર ચીન્તામાં નીમગ્ન છે. ક્વચિદ ક્વચિદ ધીમેથી શ્વાસ લે છે. અને આંખમાંથી બે ચાર અશ્રુબીન્દુ વેરે છે. થોડી વાર પછી તરૂણ પોતે બેઠો હતો તે જગાએથી ઉઠી આગળ વધી પહેરેગીર તરફ નજર કરી બોલ્યો, ભાઇ-" તું કૃપા કરીને મને એટલું કહી શકે કે આ મકાન કોનું છે અને તેમાં કોણ રહે છે ? "

**પહેરેગીર**—આ મકાનના માલીક કુમારસ્વામી છે અને હમે લોકો તેના નોકર છીએ, વીરસેન, તું ખાત્રી રાખજે કે હવે આ જન્મમાં તું આ કારાગૃહમાંથી મુક્ત થઇ શકીશ નહિં, નાહક તેં એ ઓરતને બચાવવાની ખાતર આવીને, તેં પોતાની જાતને કાળના વીકાળ પંઝામાં સપડાવી છે.

**વીરસેન**—એ વાત સત્ય છે, પરન્તુ એટલું તો જણાવો કે એ સ્ત્રી કોણ છે ?

**પહેરેગીર**—જો અહીંથી થોડેએક દૂર રહેનાર કોઇ જમીનદારની એ કન્યા છે, પણ તું કહીશ કે તેની પુછપરછ કરવામાં તને શો સ્વાર્થ છે ?

આ વખતે પાવડીઓના શબ્દ સંભળાયા, અને આ તરફજ કોઇ એક સંન્યાસી આવતો જણાયો. પહેરેગીર તેને માન આપવાની ખાતર બરાબર ટટાર થયો અને વીરસેન ચુપચાપ જઇને પોતાના સ્થાનપર બેઠો.

સંન્યાસી આમતેમ નજર ફેંકતો જ્યાં આગળ કારાગૃહ છે. એ જગાએ આવી પહોંચ્યો. અને કઠોર સ્વરથી પહેરેગીરને કહેવા લાગ્યો. તું તેની સાથે શી વાત કરતો હતો ?

**પહેરેગીર**—જી ! કંઇ નહીં ! મેં તેને એજ કીધું કે તેં વ્યર્થ તારી જાતને આવા મોટા જોખમમાં નાંખી.

**સંન્યાસી**—ખબરદાર ! તેની સાથે કંઇપણ વાતચીત કરવી નહી. ( વીરસેનને ) ઓ ગુલામ તારામાં એટલુંબધું સામર્થ્ય, કે તું મારા માણસોની સામે થાય, યાદ રાખ કે તેનો દંડ તને થોડા વખતમાં કેવી સખ્ત રીતે મળે છે. એમ ધારીશ નહીં કે હું એક રાજકુમાર છું અને કોઇપણ રીતે જલ્દીથી સહાયતા મેળવી શકીશ. તું એ પણ સારી રીતે જાણજે કે તારો પીતા રવીસેન પણ મારાથી. કંઇ અજાણ્યો નથી.

જો, કે હું તેને પણ કેવી રીતે તાકીદથી પકડાવી મંગાવી, તેં ખુન કરેલા મારા એ મનુષ્યોના બદલામાં તમારા બન્નેના પ્રાણ લઉંછું, ત્યાં સુધી તું અહીંયાં સડતો રહી તેં કરેલા કર્મપર થોડો વખત અશ્રુપાત કરી લે.

સંન્યાસી આમ કહેતો કહેતો ત્યાંથી ચાલ્યો ગયો, વીરસેન બીજી વખત તે સંન્યાસીની તરફ જોયા શીવાય માત્ર લમણે હાથ મુકીને બેસી રહ્યો.

દીવસના બારેક વાગ્યાનો સમય થયો હતો, છતાં આ કારાગૃહમાં સદૈવ અંધકારજ માલમ પડતો હતો પણ બહાર સૂર્યનો કંઇક પ્રકાશ પડતો હતો ખરો.

એજ વખતે એક ચૌદ વર્ષનો બાળક હાથમાં ભોજન સામાન

લઇ આ જગોએ આવી પહોંચ્યો. દ્વાર ઉઘડયાનો અવાજ સાંભળ-તાંની સાથે વીરસેનની ચીન્તા ભંગ થઇ, તેણે આંખ ઉઘાડીને જોયું તો પોતાની સામે એક સુન્દર બાળકને હાથમાં થાળી લઈ ઉભેલો જોયો.

બાળકે હાથમાંની થાળી અને લોટો જમીનપર મુક્યાં, અને એકી ટસે વીરસેનના સામું જોઇ રહ્યો. વીરસેન પણ એજ બાળકના સામું નયનભરીને જોવા લાગ્યો, અને મનમાં ને મનમાં વીચારવા લાગ્યો. "બાળક બહુજ સુન્દર છે. જણાય છે કે તેના હૃદયમાં પણ કંઇ દયા છે. આવા ક્રુર ઘાતકી મનુષ્યોના સમાગમમાં આ બાળક કયાંથી? વિષવૃક્ષમાં વળી આવું અનુપમ સુન્દર ફળ કયાંથી ? ઠીક! તેને પણ કંઇક પુછવું જોઇયે. કદાચીત મુક્ત થવાનો કંઇ માર્ગ જડી આવે છે." આવી રીતે વીચાર કરીને અશ્રુભરિત નયને વીરસેને એ બાળકને બહુજ પ્રાર્થના કરી પણ એ મુંગા અને બ્હેરા માણસની માફક માત્ર ઉભોજ રહ્યો, તેણે કંઇપણ જવાબ આપ્યો નહિં, " ફક્ત વારંવાર ભોજનની થાળી તરફ આંગળીના ઇસારા કરતો રહ્યો.

એટલામાં બહારથી પહેરેગીર ક્રોધીત સ્વરે બોલ્યો. "સુન્દર! થાળી મુકી એકદમ બહાર આવતો રહે, એ એની મેળેજ ખાઇ લેશે.

બીચારો બાળક એક વાર ફરીથી વીરસેન સ્હામું જોઈ ત્યાંથી બહાર નીકળી આવ્યો. દ્વાર પહેલાની માફક બંધ થઇ ગયું."

વીરસેન ત્યાર બાદ કયાં સુધી તે બાળકનું સુન્દર સ્વરૂપ યાદ કરતો રહ્યો, તે ભુખથી આકુળવ્યાકુળ થતો હતો પરન્તુ ખાવાની ઇચ્છા નહોતી. ખોરાક કેટલાક વખત સુધી એમને એમ પડી રહ્યો. પરન્તુ ફરીથી તે બાળકના ઇસારા તેને યાદ આવ્યા, તેણે વીચાર્યું કે કહો ના કહો પણ તેમાં કંઇ અનન્ય ગુપ્ત ભેદ છે, એમ વીચાર કરી તેણે ખાવાને માટે હાથ લંબાવ્યો. જયાં હાથ વતી ભાતને હલાવવા ગયો કે તરતજ તેમાંથી છુપાએલો એક પત્ર તેની દ્રષ્ટીયે પડયો. જેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

' આ લુંટારાઓનું મકાન છે. ખબરદાર ! સાવધાન રહેવું, ગભરાવું નહિ કોઇને કંઇ પુછવું યા બોલવું નહિ. એટલી વાત યાદ રાખવી; થોડા વખતમાં તમારો છુટકારો થશે, એ સંન્યાસીથી સાવચેત રહેવું, એ સંન્યાસી નહી પણ લુંટારાઓનો સર્દાર છે. આજ

તેઓ તમારા પીતાની શોધમાં જનાર છે, કદાચીત તમારી પાસેથી કંઇ લખાવી લેવા માગે તો કદાપી લખી આપવું નહિ! સાવધાન! બસ એજ.

તમારો હિતૈષી

પ્રે–મ.

તા. ક.—પત્ર વાંચીને ફાડી ટુકડેટુકડા કરી નાંખવા, હું થોડા વખતમાંજ પાછો મળીશ.

---

## તૃતિય પરિચ્છેદ.

---

### શશિબાળાની લૂંટ યાને એ સાધુ કોણ?

શ્રાવણ માસમાં, વિન્ધ્યાચળમાં અપૂર્વ આનંદ લાગે છે. પહાડી સ્થાન હોવાને લીધે નદીનાળાં સર્વ જળ પૂર્ણ જણાય છે. જે દિશા તરફ નજર ફેંકીએ ત્યાં ત્યાં મનોમુગ્ધકર દેખાવ દ્રષ્ટીગોચર થાય છે. એક બાજુ પતિતપાવની ભાગીરથી પોતાની પ્રબળ ધારાવડે ધન! ધન! નાદ કરતી વહન કરી રહી છે, બીજી બાજુ પહાડી નદી, નાળાં તથા ઝરણાં પ્રચંડ વેગથી પડે જાય છે. પહાડી દ્રષ્ય, વરસાદના દીવસ હોવાને લીધે અત્યંત મનોહર લગે છે, આ સમયે સર્વથી અધીક આનંદ અથવા પ્રસન્નતાની વાત તો એ છે કે, કાશી તથા બીજા ઘણા અન્ય પ્રદેશોમાંથી અનેકાનેક મનુષ્ય જગજ્જનની માતેશ્વરી વિન્ધ્યવાસિનીનાં પવિત્ર દર્શન કરવાને સારૂ આવે છે. વિન્ધ્યાચળની નહીં જેવી વસ્તી હજારો મનુષ્યોની ભીડથી ઉભરાઇ જાય છે. જયાં જયાં દ્રષ્ટી ફેંકીએ ત્યાં ત્યાંથી આનંદ અને પરમાનંદનીજ આનંદજનક છબી નજરે પડે છે. નાના પ્રકારનાં મનુષ્ય, નાના પ્રકારની ભાષા તથા અનેક પ્રકારના પહેરવેશ ત્યાં નજરે પડે છે. પહાડી સ્થાન, વર્ષાદના દીવસ, મેળાનો ઠાઠ, પછી પુછવુંજ શું?

આ પ્રસંગે અનેકાનેક રાજા, રજવાડાના તથા જમીનદાર લોક ત્યાં આવે છે.

આ પણ એ પ્રસંગની વાત છે કે મીર્જાપુર જીલ્લાના એક જમીનદાર નામ શશીશેખર હતું તે ત્યાં આવ્યા: તેની સાથે કેટલ.ક

સોબતીઓ પણ હતા તથા સ્ત્રીઓ તથા એક કન્યા પણ હતી જેનું નામ શશીબાળા હતું, માતેશ્વરીનાં દર્શન કરી એઓ ઘર તરફ જતા હતા. સાથે સામાન પણ પુષ્કળ હતો, વર્ષાઋતુ હોવાને લીધે, ચારે દીશા તરફ જ્યાં નજર નાંખીએ ત્યાં સુંન્દરતાજ સુંન્દરતા દ્રશ્યમાન થતી હતી. એજ કારણથી તેમણે રેલ્વેની મુસાફરી છોડી પોતાના ઇષ્ટમીત્ર સાથે પગ રસ્તે સફર કરવાનું ઉચીત ધાર્યું અને તૈયાર થયા.

એ સ્થળનો ત્યાગ કરી, તેઓ પોતાના સાથીઓ સાથે ચાલ્યા જતા હતા. એક ગાડામાં માલ વીગરે ભરવામાં આવ્યું હતું, બીજામાં સ્ત્રી વર્ગને બેસાડવામાં આવ્યો હતો, તેઓ પોતે પોતાના મીત્રવર્ગ સાથે ઘોડાપર સ્વાર થયા હતા અને સાથે નોકરચાકર આદી વર્ગ પણ હતો. જતાં જતાં બેએક ગાઉ દૂર નીકળી ગયા પછી રાત પડી. ચારે બાજુ અંધકાર છવાઇ ગયો, સાથે સાથે વાદળાં ચઢી આવવાથી અંધકારમાં ઓર વધારો થયો, આ વખતે અચાનક દુર કંઇક પ્રકાશ તેમની દ્રષ્ટીએ પડયો પ્રકાશ ધીરે ધીરે પાસે આવવા લાગ્યો, જ્યારે પ્રકાશ તદન નીકટ આવી પહોંચ્યો ત્યારે એ લોકોને જણાયું કે વીસ શસ્ત્રધારી મનુષ્યોની ટુકડી પોતાની તરફ ધસી આવે છે તેમની આકૃતિ ભયંકર હતી, તેમને દેખીનેજ લોકો ગભરાઇને બુમ પાડી ઉઠયા. "લુંટારા-લુંટારા સંભાળો ! સાવચેત ! સાવચેત !" જોતજોતામાં એ શબ્દો ચારે દીશામાં ગાજી ઉઠયા પણ તેમને સહાય કરવાને કોઇપણ આવ્યું નહિં કેમ કે પાસે કોઇ ગામ યા વસ્તી નહોતી.

આ તરફ લુંટારાઓ પહેલા કરતાં વધારે ઉતાવળથી તેઓની તરફ ધસ્યા અને આવતે વાંતજ માર કાપનો આરંભ કરી દીધો. બેઉ બાજુના કેટલા મનુષ્યો ઘાયલ થયા અન્તે લુંટારાઓની જીત થઇ અને તેઓ માલમતા લુંટી અને સાથે શશીબાળાને પણ લઇને નાસી ગયા. સીંહ જેવો શશીશેખર આખર રોતો કલ્પાંત કરતો પાછો ચાલ્યો ગયો. પોલીસમાં રીપોર્ટ નોંધાવ્યો, જે કંઇ કરવું હતું તે કર્યું પણ ના મળ્યો લુંટારાઓનો પત્તો કે ના મળી શશીબાળા. આ વખતે શશીબાળાનું વય ફક્ત નવ વર્ષનું હતું.

વિપત્તિને લીધે શશીશેખર બહુજ દયાજનક અવસ્થામાં આવી પડયો. ફક્ત એક કન્યાનો વીયોગ તેને દીવસે દીવસે અસહ્ય જણાવા લાગ્યો તેનું એક કારણ હતું. ત્રણ વર્ષ ઉપર ગોરખપુર જીલ્લાના

જમીનદાર જેને રાજ્યપદ પ્રાપ્ત થયું હતું તે ત્યાં આવ્યા હતા તેની સાથે તેનો એક પુત્ર પણ હતો, શશીબાળા તથા તેનો પુત્ર વીરસેન બેઉ સાથે રમતાં હતાં બેઉમાં અરસપરસ પ્રીતિ બંધાઈ ગઈ હતી, એજ કારણથી બેઉનાં માતપીતાએ વીચાર્યું હતું કે કદાચ જો એ બન્નેના વીવાહ પરસ્પર કરવામાં આવે તો બેઉ સુખી થશે. પક્કો નીશ્ચય થયો બેઉ બાજુ વીવાહની તૈયારીઓ થવા માંડી. એવામાં વચ્ચે મહાન વિઘ્ન એ નડ્યું કે લુંટારાઓ શશિબાળાને ઉપાડીને લઈ ગયા.

આ બાબતની સુચના શશીશેખરે રાજા રવીસેનને મોકલી. એ પણ ઉક્ત સમાચાર સાંભળી દીલગીર થયા, દુ:ખી થયા !

આ વાતને બને પાંચ વર્ષ વીતી ગયાં, આ વખતે વીરસેનની ઉમર લગભગ બાવીસ વર્ષની છે. જ્યારથી શશિબાળાને લુંટારાઓ ઉંચકી લઈ ગયાના સમાચાર સાંભળ્યા, ત્યારથીએ બહુજ દુ:ખી થવા લાગ્યો. ત્યારથી તેનું હૃદય કમળ એક પ્રકારે કરમાવા માંડ્યું, શશિબાળાની મનમોહન મુર્તિ ક્ષણુ ક્ષણુમાં સાંભળી આવી તેને દુ:ખી કરવા લાગી, આજ ૭ વર્ષ થયાં વીરસેને એકાન્તવાસ એકાન્ત ભ્રમણુ તથા એકાન્ત વીચારનેજ હૃદયમાં સ્થાન આપ્યું છે.

તેનો પીતા રવીસેન પોતાના પુત્રની આવી દશા જોઈઅત્યંત દુઃખી રહેતો. પણ શું કરી શકે? તેમાં તેનો કંઇ પણ ઉપાય નહોતો. તેણે વીરસેનનો વીવાહ અન્ય કોઇ ઠેકાણે કરવાના બહુજ પ્રયત્ન કર્યા પરંતુ પ્રેમની કીંમત સમજનાર ઉદાહરણુ રૂપ રાજકુમાર પીતાના એ વીચારને માન્ય આપી શક્યો નહીં. તેના પીતાના સર્વ પ્રયત્ન નીષ્ફળ ગયા ત્યારથી વીરસેને વિન્ધ્યાચળ જવાનું છોડી દાધું અને તેના ના આવવાથી રાજા રવીસેને પણ જવાનું છોડી દાધું.

કેટલાંક વર્ષ પછી આ વખતે રાજા રવીસેન પોતાના પુત્રના આગ્રહથી વિન્ધ્યાચળ તરફ આવ્યો હતો. પણ આ વખતે એક કંઇ વિચિત્ર બનાવ બન્યો, આજ બે દીવસ થયા તેનો પ્રાણાધાર પુત્ર વીરસેન કંઇ ગેબ થઇ ગયો છે. ચારે તરફ પત્તો મેળવવા ભાળ કઢાવી પણ વ્યર્થ. કોણ જાણે વીરસેન ક્યાં અંતર્ધ્યાન થઇ ગયો છે. સાંજના ૭ વાગ્યાનો સમય હતો તે વખતે વીરસેન પોતાના ખંડમાં

એકલો શય્યા ઉપર પડયો પડયો કંઇક વીચાર કર્યા કરતો હતો બહાર એક સીપાહી પહેરાવાળો પહેરો ભરી રહ્યો હતો, સીપાહી ઉભો ઉભો પેહેરો ભરતોજ રહ્યો, કેટલા પહેરા બદલાઇ ગયા પણ છતાં વીરસેન તેના ખંડમાંથી બહાર નીકળ્યો નહીં, જમવાનો સમય વ્હઇ ગયો. તેનો પીતા જમવા જઇને બેઠો ત્યારે વીરસેનની ખોળ કરવાનો આરંભ થયો. બહુએ ખોળ કરાવી પણ તેના કંઇ સમાચાર ના મળ્યા.

રાજા રવીસેન ચીન્તાતુર હૃદયે ઉભા થયા અને પોતે પણ જમ્યા નહીં, વાટ જોતાં જોતાં ખોળ કરતાં કરતાં રાત વીતી જવા આવી પણ વીરસેન પાછો ન ફર્યો. આ સમયે રાજા રવીસેન પૂર્ણ શોકગ્રસ્ત બની ગયા હતા. રજની પણ શોકમાંજ વીતાવી દીવસ પણ પુરો થઇ ચુકયો. દિનકર અસ્તાચળ તરફ પ્રયાણ કરવા લાગ્યો પણ આશ્ચર્ય કે વીરસેનનો કંઇ પત્તો નથી.

રાત્રીના દસ વાગ્યાનો સમય હતો, રાજા રવીસેન ઘનઘોર ચીન્તામાં નીમગ્ન થઇ બેઠા હતા બહાર સિપાહી પહેરો ભરી રહ્યો છે. એજ સમયે એક સિપાહી અંદર આવ્યો અને હાથ જોડીને બોલ્યો.

મહારાજ ! કોઇ એક સાધુ બહાર ઉભો છે જેને માત્ર આપના દર્શનનીજ ઇચ્છા છે.

રાજા બોલ્યો, આવવા દો.

સિપાહી ચાલ્યો ગયો. અને એક સાધુએ પ્રવેશ કર્યો સાધુની ઉમ્મર લગભગ પાંત્રીસેક વર્ષની હશે. ગૌરવર્ણ આખા શરીરે ભસ્મ લગાવી છે. એક હાથમાં મોટા ચીપીઓ તથા બીજા હાથમાં કમંડલ ધારણ કર્યું છે. કહો પાઠક! આ વેષ ધારી સાધુને તમે ઓળખો છો ?

---

## ચતુર્થ પરિચ્છેદ.

### અંધારી રાત્રિએ !

રાત્રીના બારેક વાગ્યાંના સમય છે. સમસ્ત સંસાર નિદ્રાદેવીની આનંદદાયિની ગોદમાં અતૂલ વિશ્રાન્તી ભોગવેછે. અમાવાસ્યાની અંધકારમયી રજની તુલ્ય અંધકાર હોવાને લીધે ચંદ્રદર્શન થતાં

નથી. આકાશ મેઘાચ્છન્ન થઇ રહ્યું છે. જે તરફ નજર કરીએ તે તરફ નિસ્તબ્ધતાનું અખણ્ડ રાજ્ય ફેલાયું છે. કવચિદ કવચિદ કુતરાં શીયાળવાંના બોલવાનો શબ્દ નિસ્તબ્ધતાનો ભંગ કરે છે. એજ સમયે મીર્જાપુરની ગંદી અને નાંની નાંની ગલીઓમાં કોઇ એક મનુષ્ય શ્યામ વસ્ત્રથી પોતાની જાતને છુપાવતો ચાલ્યો જાય છે. એ વારંવાર પોતાની પીઠ પાછળ દ્રષ્ટી ફેંકતો અને શંકાધીન થઇ ચાલ્યો જાય છે કે રખે મારી પાછળ કોઇ આવતું તો નથી.

કેટલીએક ગલીઓ પસાર કર્યા પછી એ મનુષ્ય એક મકાનના બારણાં પાસે જઇ ઉભો રહ્યો, અને ધીરે ધીરે કમાડને ધકકેલવા લાગ્યો, થોડી વાર પછી કોઇએ કમાડની પાસે આવીને પુછ્યું. કોણ છો ?

આવનારે બહુજ ધીરેથી જવાબ આપ્યો. "વીરભદ્ર, બારણું ઉઘાડો."

બારણું ઉઘડી ગયું અને વીરભદ્ર અંદર દાખલ થઇ ગયો.

અંદર દાખલ થતાંજ વીરભદ્ર વગર વિલંબે સૌથી ઉપરના માળમાં જઇ પહોંચ્યો. પોતે પહેરેલાં કાળાં વસ્ત્ર ઉતારી નિશ્ચીંત જીવે પલંગપર આળોટવા લાગ્યો.

એટલામાં જે સ્ત્રીએ આવીને કમાડ ઉઘાડ્યાં હતાં, તે હાથમાં દીવો લઇ ત્યાં આવી પહોંચી. વીરભદ્ર ! એ સ્ત્રીને દેખતાંજ ઉઠી બેઠો થયો અને બોલ્યો—"તારા, બહુજ તરસ લાગી છે, થોડું પાણી તો લાવો."

તારા ત્યાંજ બેસી રહી. તેણે તરતજ પોતાની દાસીને હાંક મારી પાણી લાવવાની સુચના આપી અને પોતે વીરભદ્રની સાથે વાતો કરવા લાગી.

**તારા**—વીરભદ્ર ! કહો તો ખરા કે તમે આજ આટલા બધા ગભરાયલા કેમ જણાઓ છો ?

**વીરભદ્ર**—કંઈ પુછવાનુંજ નથી. જાન મોટી આફતમાં આવી પડયો છે. જ્યારથી સ્વામીજીએ વીરસેનને બંદીવાન બનાવી કારાગૃહમાં નાંખ્યો છે ત્યારથી રાજા રવીસેનનાં મનુષ્યો અનેક તરહ અમારી પાછળ પડ્યાં છે. એટલે સુધી કે, બહાર નીકળવું પણ કઠીન થઇ

પડયું છે. કેટલાએ દીવસથી સ્વામીજી તમારી પાસે આવવાનો ઇરાદો રાખે છે. પણ કંઇને કંઇ અડચણ વચમાં આવીને ઉપસ્થીત થાય છે. જેથી આવવાનું બની શકતું નથી. આજ પણ તેઓ આવવાને તૈયાર થયા હતા પણ આવી શકયા નહીં.

**તારા**—કેમ આજે વળી શું થયું ?

**વીરભદ્ર**—આજ કોણ જાણે કોણે વીરસેનને તલવાર આપી અને કેદખાનાનો દરવાજો ઉઘાડી નાખ્યો, તેણે કેદખાનાની બહાર નીકળી એક પહેરાવાળાને ઠાર કર્યો અને પોતે પણ પાછલે રસ્તે થઇને નાશી છુટવાનું ચ્હાતો હતો પરંતુ દૈવયોગે મારી ટુકડીમાંનો એક માણસ તેની સામે આવી ચઢયો, અને ઝપાઝપી વચ્ચે તે ફરીથી પકડાયો છે. બંધન થયો છે.

**તારા**—આ ઉપરથી માલમ પડે છે કે તમારે ત્યાં પણ તેનો કોઇ પક્ષકાર છે.

**વીરભદ્ર**—મને પણ એજ સંદેહ છે, પણ હજુ સુધી કઇ નિશ્ચય ઉપર આવી શક્યા નથી. કેમકે એવો કોઇ પણ મનુષ્ય નજરે આવતો નથી કે જેના ઉપર સંદેહ રાખી શકાય.

**તારા**—ઠીક પણ એટો કહો કે હાલમાં સ્વામીજીનો વ્યાપાર કેમ ચાલે છે ?

**વીરભદ્ર**—( હસીને ) ઠીક છે ! શું કરવું ! હવે તો અમે સર્વ તેમની પ્રકૃતિથી બહુજ લાચાર બની ગયા છીએ. વ્યર્થ કંઇને કંઇ નવો ઝગડો ઉપસ્થીત કર્યાજ કરે છે, માથે વ્હોર્યાજ કરે છે, સાથે અમારે પણ આફત વેઠવી પડે છે.

**તારા**—એ શું ? તમારી વાત કંઇ સમજવામાં આવતી નથી. શું કંઇ બીજો શીકાર તો હાથમાં આવ્યો નથી ?

**વીરભદ્ર**—નહીં ! શીકાર તો નહીં ! પણ હાં એવુંજ કંઇ છે.

**તારા**—સાફ સાફ કેમ કહેતા નથી મારાથી એ છુપાવવાનું શું પ્રયોજન છે ?

**વીરભદ્ર**—કંઇ વાત હોય તો તો તમને જણાવું. હજુ કંઈ નિશ્ચય થયો નથી. થશે એટલે તમને એની મેળે ખબર પડશે.

એટલામાં તારાની દાસી લોટો ગ્લાસ તથા કંઇ ખાવાનું લઇ

આવી પહોંચી અને વીરભદ્રની સામેજ એક ટેબલ હતું તેનાપર મુકીને ચાલી ગઇ. વીરભદ્ર ફ્હીને આરોગવા બેઠો. હવે અમે પણ આ સ્ત્રી તારા તથા વીરભદ્રની કંઇક વાંચક વર્ગને ઓળખાણ કરાવીશું.

તારા મીરજાપુરની એક મશહુર રંડી છે ! તેણે પોતાની સુન્દરતા અને ગાન વિદ્યાના પ્રભાવથી પુષ્કલ ધન એકઠું કર્યું છે, તેનું નામ અને તેની ગાવાની પ્રસંશા ચારે દીશામાં એટલી ફેલાઇ રહીતી કે કેટલાએ નવયુવાન એની ગંદીગલીયોમાં અંધાર પીછોડા હોડી આવ જા કરતા હતા.

થોડા સમયથી કુમાર સ્વામીની દ્રષ્ટી પણ આંની તરફ ફરી ગઇ હતી, તથા તેઓ પણ આને ત્યાં આવજા કરતા હતા ગયા પ્રકરણો વાંચવાથી પાઠક વર્ગને વગર પરીશ્રમે સમજાયું હશે કે કુમાર સ્વામી એ નામ માત્રનોજ સાધુ હતો.

જો કે એનો વેષ સાધુ જેવો રહેતો હતો પણ મુખ્યત્વે તે સાધુ ન્હોતો એજ કારણથી તેણે તારાને તેનો વ્યવસાય છોડાવી, જે જગા તદન અલગ હતી ત્યાં એક નાના મકાનમાં રાખી હતી, તારાએ સ્વામીજીની પાસેથી બહુજ ધન મેળવ્યું હતું, તેથીજ હવે તેને કંઇ બજારમાં બેસવાની આવશ્યક્તા નહોતી.

તારાને ત્યાં જયારે આવવા જવવાની તક મળતી ત્યારે, કુમાર સ્વામી સાધુના વેષમાં છાનીછપની રીતે આવીને ચાલ્યા જતા, જેથી તેના વર્તન ઉપર કોઇની દ્રષ્ટી પડી નહોતી ફક્ત ભીખ માગનાર સાધુ સમજીને લોક તેના આવવા જવામાં કંઇ વાંધો સમજતા નહીં.

કુમાર સ્વામી તથા તારાનાં આચરણ કેવાં હતાં તે તો પાઠક વર્ગને આગળ જણાશે. પરન્તુ આ વખતે તો ફક્ત તારાનોજ કંઇક પરીચય કરાવવામાં આવ્યો છે. વીરભદ્ર કુમાર સ્વામીનો એક વી-શ્વાસુ નોકર હતો !

**તારા બોલી**—વીરભદ્ર આજ કાલ સ્વામીજી શા ઉપાધીમાં પડયા છે કે તેમનો કંઇ પત્તોજ લાગતો નથી-કંઇ જણાતાજ નથી, એમ જણાય છે કે તેઓ મારા ઉપર કંઇ રોશે ભરાયા છે ?

**વીરભદ્ર**--આ વખતે વાતચીત જવા દઇ જે કાર્યને માટે હું અહીં આવ્યો છું તે સાંભળ, એ તો તને માલુમ છે કે સ્વામીજી

એ રાજા રવીસેનના કુમાર વીરસેનને બંદીવાન બનાવી રાખ્યો છે, ક્યારે, કેમ, શેને માટે એને પકડવામાં આવ્યો છે. એ તને પછીથી માલમ પડશે, તેમનો વીચાર હતો કે રાજા રવીસેનને પણ બંદીવાન બનાવવો, પણ બહુ પ્રયત્ન કરવા છતાં કંઇ કામ ના આવ્યું. એક દીવસ સ્વામીજી તેને માટે રાજા રવીસેનની પાસે ગયા હતા પણ કંઇ કામ થયું નહી કોઇએ તેને સાવધાન કરી દીધા છે. તેથીજ એ કામમાં તારી સહાયતા લેવાની અગત્યતા આવી પડી છે. તારે આજેજ મઠમાં આવવું પડશે. શહેરની બહાર સ્વારી ઉભી છે. હવે તું આપણે જવાની જલદીથી તૈયારી કર.

તારા—ઠીક! પણ ત્યાં જઇને હું શું કરીશ ?

વીરભદ્ર—એ બધું સ્વામીજી સમજાવશે, હું નથી જાણતો, પણ તારે અવસ્ય આવવું તો પડશે.

તારા—હું તો તૈયાર છું; ચાલો. !

એટલું કહીને તારા ઉઠી ઉભા થઇ અને પોતાના માળમાં ગઇ, થોડીવાર પછી બરાબર ઠીકઠાક થઇને પાછી આવી. અને વીરભદ્રની સાથે ઘરની બહાર નીકળી ગઇ.

---

## પંચમ પરિચ્છેદ.

### પ્રવેશ.



જે સમયે સાધુએ રાજા રવીસેનના મંત્રણા ગૃહમાં પ્રવેશ કર્યો. એ વખતે ત્યાં રાજા રવીસેન તેનો મંત્રી રવીદત્ત, તથા અન્ય બે ચાર રાજકર્મચારીઓ હતા.

મંત્રણાગૃહમાં પ્રવેશ કરતાં સહુએ સાધુને પ્રણામ કર્યા સાધુ મહાશય સર્વને આશીર્વાદ આપતા એક જગાએ બેઠા.

રવીસેન—મહારાજ કહેશો કે આપ ક્યાંથી આવો છે! ? આપનું સ્થાન ક્યાં છે ?

સાધુ—મૈતો ગીરનારમેં રહતા હું !

રવીસેન—અહીં ક્યારના આવ્યા છો ?

**સાધુ**—અભી ચાર પાંચ દીન હુએ માઇકે દર્શનકો યહાં આ- યાથા, અબ ચલાજાઉંગા મૈને સુનાથા કી મહારાજકો સાધુ મહાત્મા- ઓંસે બડી ભક્તિ હૈ અતએવ મૈંભી આપકે દર્શનકો ચલાઆયા, કહીયે કુશલતો હૈ?

**રવીસેન**—મહારાજ કુશળ શું પુછોછો? કુશલ તો મારાથી કેટલાએ દૂર ગયું છે.

**સાધુ**—સો કયા?

**રવિદત્ત**—મહારાજના ચીરંજીવનો આજ ચાર દીવસથી કંઇ પતો નથી.

**સાધુ**—રામ! રામ! રામ! હરે, હરે, મહારાજ યહ કૈસે?

**રવિદત્ત**—આપ સાધુ પુરૂપ છો, જપ, તપ વીગેરે આપ લો- કોના કર્મ છે, આપલોક અંતર્યામી છો, ભલા આ પ્રશ્નનો ઉત્તર આપ અમને કેવી રીતે આપી શકો છો થોડીવાર સુધી આંખો બંધ કરી બેસી રહી પછી સાધુએ કહેવા માંડયું "ઠીક હૈ! વહ કીસીકી ખોજમેં દક્ષીણકી ઓર પર્વતપર ચલા ગયા હૈ, યદ્યપી તુમ વહાં જાયેંગે તો પુત્રકો લેકર આ સકે. એટલામાં બહારથી શબ્દ થયો "સાવધાન! એની વાતોપર વિશ્વાસ ન કરો!" એ શબ્દો સાંભળતાંની સાથે દીવાન રવિદત્ત તથા સૌ કોઇ ચમકી ઉઠયા, સાધુ મહાશય આમ તેમ ડાફેરાં મારવા લાગ્યા, દીવાને પહેરાવાલાને બોલાવીને આજ્ઞા કરી "તપાસ કરો કે બહાર કોણ છે?"

પહેરાવાળો તપાસ કરીને પાછો આવ્યો અને બોલ્યો, મહા રાજ બહારતો કોઇપણ નથી.

**રવિદત્ત**—કોઇપણ નથી ત્યારે હમણાં કોણ બોલ્યું હતું?

પહેરાવાળો—શબ્દ તો મેં પણ સાંભળ્યો હતો, પણ કોઇ જણાતું નથી.

**સાધુ**—કોઇ ધૂર્ત હોગા, જાને દીજીયે યહ બતાઇયે કી કયા આપ લોક ચલ સકતે હૈ?

પુનઃ બહારથી શબ્દ થયો. "કદી જવું નહીં, નહીં તો પસ્તાવું પડશે" પહેરાવાળો ફરી અંદર આવીને કહેવા લાગ્યો મહારાજ! કોઇ એક મનુષ્ય હમણે દોડતો જતો જણાયો.

મન્ત્રી રવીદત્ત તથા રાજા રવીસેન ઉઠીને બહાર આવ્યા અને કંઇ વીચાર કરવા લાગ્યા, સાધુ મહાશય અંદરજ બેસી રહ્યા!

રવીદત્તનો ઇસારો જોઇને સર્વ રાજ્ય કર્મ ચારીઓ બહાર નીકળી આવ્યા. થોડા સમય પછી પણ જ્યારે સાધુને બહાર નીકળતો જોયો નહીં ત્યારે સર્વના મનમાં કંઇક સંશય આવ્યો. એક પહેરાવાળાએ અંદર આવીને જોયું તો સાધુ ગુમ.

## ષષ્ટમ પરિચ્છેદ.

### સૂચના.

રાત્રી તો અંધકારમયી છે. તેમાં વળી વરસાદ અંધારવાથી વીશેશ તમોમયી જણાય તે સંભવીત છે. તારા ગણોની સાથે ચંદ્રરાજ પણ અદ્રસ્ય થઈ ગયા છે. ચારે દીશામાં નજર કરતા અંધકાર, અધકાર શીવાય કંઇ જણાતું નથી.

વીરસેન પેલી કાળકૂટીરમાં પડી રહ્યો છે. હજુસુધી તેની દુઃખની રાત્રીની પૂર્ણાહુતી થઇ નથી; કોઇપણ સહાયક મળ્યો નથી, દુઃખને લીધે તેનું હૃદય વિદીર્ણ થઇ રહ્યું છે. ચીન્તાને લીધે નીદ્રા તો આવેજ શેની, તે આપોઆપ બોલી ઉઠયો. ઓહ ! એ પ્રે-મ. નામનો સહાયક કયાં છે ? એ બાળક ફરી કેમ ના જણાયો ? શું મ્હારે મ્હારા દીવસો આ નિર્દય ભયંકર જગામાંજ ગુજારવાના છે ? એ દીવસે કોણ જાણે કયા પરોપકારી આત્માએ શા વીચારથી એક તલવાર મારી પાસે મુકી હતી તથા ચીઠી લખીને મને આ સ્થળેથી ન્હાસી છુટવાની યુક્તિ બતાવી હતી. પણ ફરી તેણે મારી ખબર કેમ નહી લીધી હોય ? માત્ર એટલુજ ધારી શકાય છે કે તેના ઉપર પણ કંઇ અચાનક આફત આવી હશે ? એ લુંટારાઓનું મેં શું અનીષ્ટ કર્યું છે ? એ લોકો મને વ્યર્થ શામાટે સતાવી રહ્યા છે ? શું એ શશીબાળાજ હતી કે જેને બચાવવાની ખાતર મેં મારી પોતાની જાતને યમરાજના ફંદામાં ફસાવી ? જણાય છે તો એમજ ! અહા એ પણ કેવું અનીર્વચનીય સુખ હતું ? જો ખરેખર તેને બચાવવાની ખાતરજ મેં મારી જાતને યમરાજના ફંદામાં ફસાવવાનો યત્ન આદર્યો હશે તો તે સર્વથા ઇષ્ટ છે. પહેરાવાળો પણ કહેતો હતો કે, એ મીર્જાપુરના જમીનદારની કુંવરી છે. નિઃસંદેહ તે એજ છે. માલમ પડે છે કે તેને લુંટીને લઇ આવનારો લુંટારો એ સાધુજ છે. જો એમજ છે તો નિઃસંદેહ હું તેનાથી-

એટલામાં બહારથી કોઇએ સુચવ્યું. "બસ, બસ, બહુ થયું. કોઇ સાંભળી જશે તો તારી શી દશા થશે?"

વીરસેને ધભરાતા ધભરાતા જઇ દરવાજા આગળ જોયું, તો તેણે શું જોયું કે પેલો બાળક કે જે પહેલે દીવસે ખોરાક આપી ગયો હતો તે આજ હાથમાં ઢાલ, તલવાર લઇ દરવાજાના મોખરે ઉભો રહ્યો છે.

**બાળક બોલ્યો**—તમે કેવી છોકરમત કરો છો? શું તમે નથી જાણતા કે હાલ તમે લુંટારાઓના પંજામાં સપડાએલા છો?

**વીરસેન**—જાણું છું, પણ શું કરૂં હૃદયના ઉભરા રોકયા રોકી શકાતા નથી. હજુ તમે શું જાણો છો? યદી કેદખાનાનું દુખ, યદી પ્રેમનું પરિણામ કદાચ જાણ્યું હોત તો સમજી શકાત. જે માણસે પોતે દુઃખ શું છે તેનો અનુભવ કર્યો નથી, તે બીજાનું દુઃખ કેવી રીતે સમજી શકે?

પણ એટલું તો કહો કે આપ કોણ છો? આ લુંટારાઓને ત્યાં કેમ રહ્યા છો?

શું આ સૈન્યના સેનાપતિ છો યા કોઇ ગુપ્તચર, કોણ છો? હું નથી સમજી શકતો કે તમને જોઇને મારૂં હૃદય પ્રેમથી કેમ ઉભરાઇ જાય છે મને એમ લાગે છે. સમજો કે તમે મારી સાથે લઢીને પણ મારા થાઓ પણ શું ઉપકાર.—

**બાલક**—(બોલતો બંધ રાખીને) બસ બોલવાનું હવે રહેવા દો અને કહો કે હું જે કંઇ કહું તે કબુલ કરશો?

**વીરસેન**—યદ્યપી હુ જાણું છું કે તમે લુંટારાઓના સાથી છે. તથાપી હું વચન આપુંછું કે હું તમારી આજ્ઞાનું અવશ્ય પાલન કરીશ.

**બાલક**—તો ઠીક! ધ્યાન દઇને સાંભળ! પહેલીવાર મેંજ તને તલવાર આપી હતી અને નાસી જવાની યુક્તિ ચીઠીમાં લખીને તને જણાવી હતી, આ વખત ફરીથી તને જણાવુંછું, (ધીરેથી શ્વાસ લઇને) હું નથી સમજી શકતો કે તારી આ દુર્દશા જોઇને કોણ જાણે શાથી મારૂં હૃદય ફાટી જાય છે. અને એજ કારણથી વિશ્વાસઘાત કરવાને હાલ તૈયાર થયોછું. જો કે હુ જાણુંછું કે એ લુંટારાઓ

તારૂં કોઇ પણ રીતે અનીષ્ટ કરી શકે તેમ નથી. છતાં હવે તને આ ઠેકાણે રાખી કષ્ટ આપવું એ ઉચીત ધારતો નથી. અસ્તુ! મારી બે વાતોપર અવસ્ય ધ્યાન આપવું (૧) કદાચ ભુલેચુકે પણ મારા વારામાં કોઇને કશું પુછવું નહીં (૨) મારૂં નામ પત્તો યા હું કોણ છું, એ જાણવાને કદી પણ પ્રયત્ન કરવો નહીં, જો કદાચ આજ છુટા થઈ જવા પછી પણ ફરીથી ફસાઇ જવાય તો, તને ગમે તેટલું કષ્ટ આપવામાં આવે તો પણ મારો પરીચય કદી કોઇને આપવો નહીં.

વીરસેન—એ સર્વ મારે કબુલ છે. પણ તમે તમારી જાતે તો તમારૂં નામ બતાવો.

બાલક—હમણાં આ વખતે એ કંઇ બોલતા નહીં! પરન્તુ સાંભળ. તારા પીતા રવીસેનને સ્વામીજી ફસાવવાને માટે ગયા હતા તે વખતે હું પણ અહીંથી ગયો હતો અને વિન્ધ્યાચળમાં એક સાથીને બધા સમાચાર કહી આપણો એક માણસ મેં તેની પછાડી મોકલ્યો હતો, જે વખતે સ્વામીજી ત્યાં જઇને તારા પીતાની સાથે વાતો કરતા હતા તે વખતે મારા માણસે જઈ તારા પીતાને સાવધાન કરી દીધો હતો, એ કારણથી એ દીવસે તો બચી ગયા હતાં; હવે જોઉં છું કે સ્વામીજી શી યુક્તિ આદરે છે, હજુ કંઇ તેનો પતો લાગ્યો નથી. તારે એક કામ કરવું, આ તલવાર લે, તારા બીછાનાની નીચે છુપાવી રાખ. અત્યારે દસ વાગ્યા છે, રાતના એક વાગવાને વખતે આ દરવાજો બહારથી ઉઘાડો રહેશે. પહેરાવાળાને પણ હું હટાવી દઇશ. તું બહુજ સાવચેતીથી અહીંથી નીકળીને સુરંગમાં સીધો પશ્ચીમ દિશા તરફ ચાલ્યો જજે. "પછી જોયા કર કે તગદીર તને શા શા ખેલ બતાવે છે!'

---

## સપ્તમ પરિચ્છેદ.

---

### અપશુકન.



અર્ધ રાત્રીનો સમય છે, વિન્ધ્યાચળ ઉપરના પહાડી મઠમાંના એક ભાગમાં લગભગ પચાસેક વેષધારી સાધુ, લુંટારાઓ બેઠા છે. રહી રહીને હર! હર! શબ્દ થી મઠને ગજાવી

રહ્યા છે; પ્રત્યેક સાધુની આગળ એકેક ચીપીઓ અને બગલમાં કમંડળ ભરવેલું છે, પચાસ સાધુઓનો આ સમુહ અર્ધ ચંદ્રાકાર રૂપમાં બેઠો છે. તેના મધ્ય ભાગમાં ગાદી બીછાવેલી છે. જે અત્યારે ખાલી જણાય છે. માલમ પડે છે કે એ ગાદીનો અધીકારી કંઇ બહાર ગયો છે. મંડળી માત્ર તેના આગમનનીજ રાહ જોયા કરે છે.

આ ખણ્ડની બહારના ચોગાનમાં બનાવેલા કુણ્ડમાં અગ્ની પ્રજ્વલીત થઇ રહ્યો છે. જેની મોટી મોટી જ્વાળાઓ મઠને પૂર્ણ પ્રકાશીત કરી રહી છે.

એટલામાં બહારથી કોઇ મનુષ્ય આવતું દેખાયું, એ પણ આ સમુહમાંનો જ એક હતો, એને આવતો દેખી એમાંથી એક સાધુ જે ગાદીની જમણી બાજુએ બેઠો હતો. તે બોલી ઉઠયો કેમ પ્રતાપ! સ્વામીજી કયાં છે.

પ્રતાપ—આવવાની તૈયારીમાં છે.

એજ સમયે બહારથી પાવડીઓનો, સટાક, સટાક થતો શબ્દ સર્વના સાંભળવામાં આવ્યો, અને એજ આપણા પૂર્વ પરિચિત કુમાર સ્વામી આવતા જણાયા, આ વખતે કુમાર સ્વામીની આંખો ક્રોધથી લાલચોળ થઇ રહી હતી. રહી રહીને જાણે જોગણી ના આવી હોય તેમ હાથપગ થથરાવી રહ્યા હતા મુખપર ક્રોધની સંપૂર્ણ છાયા છવાઇ રહી હતી.

સ્વામીજીને આ સ્થિતિમાં આવતા દેખી સાધુ મણ્ડલી પણ થરથરી ઉઠી. સર્વે સાધુ તેના સન્માનની ખાતર ઉઠીને ઉભા થયા. સ્વામીજી જતાની સાથે પેલી ખાલી ગાદીપરજ વીરાજી ગયા, હજુ સુધી સાધુ મણ્ડલી તેમની સાનિધ્ય ઉભીજ રહી હતી.

કંઇ વીચાર કર્યા બાદ સ્વામીજી બોલ્યા, સર્વ પોતપોતાને સ્થાને બેસી જાઓ. આજ મારી કેવી દશા થઇ છે, તેનું વર્ણન કરવું એ ઘણુંજ કઠીન કામ છે. આજ સુધી કદી મારા ધ્યાનમાં નહોતું આવ્યું કે મારી મણ્ડળીમાં કોઇ વિશ્વાસઘાતી છે. પણ આજ તેનો પત્તો મને મલ્યો છે. આજ જણાઇ ગયું છે. આ મણ્ડલી પણ વીશ્વાસ ઘાતી માણસોથી ખાલી નથી. સર્દારો! આજ એ નિર્ણય કરવાને માટેજ આ સભા એકઠી કરવામાં આવી છે. અને તેનો નીકાલ હું આજને આજ કરી દેવા ધારૂં છું.

એટલું સાંભળતામાંજ આ પચાસ સાધુઓના ચ્હેરા ઉપર પણ ક્રોધની સંપૂર્ણ રેખા દેરાઇ ગઇ, અને સર્વ, ગંભીર સ્વરથી બોલી ઉઠયા. અવસ્ય .આજજ એ વીષયનો નીકાલ થવો જોઇએ. તથા આજજ એ વીશ્વાસઘાતીને યજ્ઞકુંડમાં હોમી દેવો જોઇએ. (એક)- પણ મહારાજ આપને એ વીશ્વાસઘાતીનો પતો કેવી રીતે મળ્યો.?

**સ્વામી**--વીરબાહુ ! જે વખતે હું રાજા રવીસેનના મકાનમાં બેસી તેની સાથે વાતચીત કરી રહ્યો હતો એ વખતે, કોઇએ મારા કામમાં મને ખલેલ પહોંચાડવાને રવીસેનને સાવધાન કરી દીધો, ફરી બીજી વખત પણ જ્યારે તેને આવવાને માટે કહેવા લાગ્યો તો તે વખતે પણ કોઇએ તેને ચેતાવી દીધો, કહો કે એ આપણી મંડલી સીવાયના કોઇ બીજા માણસનું કાવત્રુ છે ? શું કોઇ બીજો માણસ મારી આ મંણ્ડળીનો ભેદ જાણે છે ?

**વીરબાહુ**—નહીં મહારાજ, બીજું કોણ જાણી શકે તેમ છે. પણ એતો એક મોટા આશ્ચર્યની વાત છે. કે એવો કોઇ માણસ આ મંણ્ડળીમાં નજરે આવતો નથી, સ્વામી છે. અવસ્ય છે ? હું આજજ તેનો પત્તો લગાવીશ. અને.........

એજ વખત એક યોગીની આવતી દેખાવા લાગી દેખાવમાં યોગીની નવ યૌવના જણાતી હતી. એના શરીરપર ભસ્મ તથા ભગવું વસ્ત્ર અનુપમ શોભા આપતાં હતાં, ચહેરા ઉપર વીમળ કાંન્તિ વીરાજી રહી હતી, એક હાથમાં મોટું ત્રીશુળ તથા બીજા હાથમાં ચીપીયો લીધેલો હોવાથી સાક્ષાત્ ભૈરવી સ્વરૂપે આવીને સધુ સમુહના મધ્ય ભાગમાં પોતે ઉપસ્થિત થઇ છે. યોગીનીએ વચમાં રહીને ચારે બાજુ નજર ફેરવતાં નિર્ભય રીતે બોલવું શરૂ કર્યું. આજ આ શેની સભા છે ? આજ કયા નીરપરાધી મનુષ્યનું રક્ત વહેવરાવવાનો તમે નિશ્ચય કર્યો છે ? આજ કેમ આ અગ્ની ભડભડ પ્રજ્વલિત થઇ રહી છે ? પણ યોગીનીની વાત પર કોઇએ લક્ષ આપ્યું નહિં, સર્વ એકી ટસે યોગીનીના સામું જોવા લાગ્યા, યોગીનીએ પુનઃ પ્રશ્ન કર્યો ?

કુમાર સ્વામી સાધુ વેશ ધારણ કરી શામાટે સાધુ નામને કલંકીત કરે છે ? વ્યર્થ શામાટે અન્યને સતાવી રહ્યા છે ?

આટલી ઉમરમાં આટલું બધું ધન સંચય કરી તે શું કર્યું ?

અને આગળ શું કરીશ ? શું આ અનિત્ય સંસારમાં તું સદાને માટે રહેવાનો છું ? સાવધાન હજુ પણ કંઇ ચેતી લે નહીં તો હવે તારા દીવસો બહુજ અનીષ્ટ આવ્યા છે, એ નિશ્ચય ધ્યાનમાં રાખજે ! ”

યોગીની આટલું બોલી વળી થોડીવાર ચુપ રહી અને ઉત્તર મેળવવાની આશામાં ઉભી રહી પણ સર્વની સ્તબ્ધ કોઇએ કંઇ પણ ઉત્તર આપ્યો નહીં, યોગિનીએ ફરીથી એક વખત કીધું. “ ઠીક હાલ તો હું જઉં છું, પણ સાવધાન ફરીથી કદી આમ ના થાય. ”

આટલું કહીને યોગીની જોત જોતામાં ત્યાંથી અદ્રશ્ય થઈ ગઇ સાધુ લુંટારાઓ મુઢની માફક આમતેમ ફાં ફાં મારતા કેટલા વખત સુધી ચુપચાપ બેસી રહ્યા. થોડીવાર પછી કુમાર સ્વામીએ ઉદ્ગાર કાઢયા. એ યોગીની કોણ હશે ? શું તમે લોકો તેને ઓળખો છો ?

પણ કોઇ તેનો પત્તો બતાવી શક્યું નહિ, બધાએ એક સાથે જવાબ દીધો “ હમે તો કોઇ દીવસ એને જોઇ પણ નથી.

**સ્વામી**—આ એક વળી નવી બલા ઉભી થઇ ! ઠીક જાઓ વીરસેનને અહીં લાવી ઉભો કરો ? હું આજે જ એ બાબતનું સમાધાન કરીશ !

હુકમ થતાંજ એ સાધુ ઉઠીને ઉભા થયા અને કારાગૃહ તરફ ગયા.

એઓના ગયા પછી સ્વામીજીએ કહ્યું, વીરબાહુ ! જાઓ રમ્ભાને કહો કે શારદાને લઇને જેમ બને તેમ તાકીદથી દરબારમાં હજર થાય. આજ મારે દેવીનું બહુજ સારી રીતે પુજન અર્ચન કરવું છે.

વીરબાહુ પણ હુકમ થતાં ચાલ્યો; તેના ગયા પછી સ્વામીજી ઉઠીને ઉભા થયા કે તેની સાથે બધા લુંટારાઓ પણ ઉભા થયા.

જે જગામાં આ દરબાર ભરવામાં આવ્યો હતો. એની પાછલી બાજુ ત્રણ મોટા મોટા દરવાજા હતા જે હરહમેશ બંધજ રહેતા હતા, આ વખતે ઉઠીને સ્વામીજીએ વચલો દરવાજો ઉઘાડયો. આ દરવાજો ઓળંગીને સૌ કોઇ બીજા આંગણામાં જઇને ઉભા રહ્યા, એ આંગણામાં એક મોટું પીંપળાનું વૃક્ષ હતું અને તેની નીચે દેવીનું મંદિર બનાવવામાં આવ્યું હતું.

દેવીની સન્મુખ જઇને સ્વામીજી ઉભા રહ્યા. એમની પાછળ સમસ્ત સાધુ વેષધારી મંડળી હતી. પુજાનો સર્વ સામાન એ જગાએ

લાવવામાં આવ્યો; સ્વામીજી આસન ઉપર વીરાજમાન થયા, સામે થોડે છેટે એક લુંટારો હાથમાં ઉઘાડી તલવાર લઇને ઉભો રહ્યો છે. એ જગાએ એક અગ્ની કુણ્ડમાં અગ્ની સ્થાપન કરવામાં આવ્યો, અને તેને જલ્દીથી પ્રજ્વલીત કરવાને માટે લોક યત્ન કરવા લાગ્યા.

દેવીની પૂજાનો હજુ આરંભ થયો નહોતો, સ્વામીજી હાથમાં જળકળશ લઇને જળ ચઢાવવા જતા હતા કે કર્કશ સ્વરથી ગધેડું ભુંકી ઉઠયું તથા એક કાગડો તેના મસ્તિષ્કપર થઇને ઉડી ગયો, સર્વ લુંટારાઓ બોલી ઉઠયા " સાવધાન ! " શુકન ઠીક થતા નથી, જરી ઉભા રહો.

સ્વામીજી પણ હાથ સંકોચીને બેસી ગયા, થોડીવાર થયા પછી ફરી હાથ લંબાવ્યો, ફરી પણ અપશુકન થયા, અને એક ઘુવડ કર્કશ સ્વરથી બોલી ઉઠયું.

સ્વામીજી બોલી ઉઠયા, આજ શો મામલો છે ? શું જગદમ્બા આજ પૂજા સ્વીકારશે નહીં.

" નહીં કદાપી નહીં જગદમ્બા અત્યાચારી મનુષ્યોની પુજા ગૃહણ કરતી નથી. " એવો પ્રત્યુત્તર વાળતી ભૈરવી ત્રીશુળ ધારણ કરી સન્મુખ આવવાને ખડી થઇ.

ભૈરવીની આંખો ક્રોધથી લાલચોળ થઇ રહી હતી બોલતાં થરથરી રહી હતી હાથમાંનું ત્રીશુળ કંપી રહ્યું હતું.

નથી સમજી શકાતું કે ભૈરવીની દ્રષ્ટીમાં શું અગાધબળ છે ! નથી ધારી શકાતું કે ભૈરવીની ભાષામાં કેવી અજબ શક્તિ છે કે ફરીથી સર્વ સાધુ વેષધારી લુટારૂઓ તેની તરફ જોવાનુંજ સાહસ કરી શકયા નહીં, કોઇનામાં સામર્થ્ય નહોતું કે ઉઠીને ભૈરવીને પકડી અગર તલમાત્ર સ્પર્શ પણ કરી શકે, ભૈરવી પણ એટલું કહીને ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગઇ.

જે પેલા માણસો વીરસેનને લેવાને માટે ગયા હતા તે હાંફતા પાછા આવ્યા અને બુમ પાડી ઉઠયા, " મહારાજ વીરસેન કારાગૃહમાં નથી, કારાગૃહનો દરવાજો તદ્દન ઉઘાડો છે, બહાર પહેરાવાળાનું માથું ધડથી કોણ જાણે કયાં જઇને પડયું છે કે તેનો પત્તો નથી.

આ સમાચાર સાંભળતાંજ બેઠેલી મંડળી ધભરાઇ ઉઠી સર્વ ઉભા થઇ ગયા. દેવીની પૂજા એ જગાએજ સમાપ્ત થઇ ગઇ અને સર્વ વીરસેનની શોધમાં કારાગૃહ તરફ વીદાય થયા.

કોણ જાંણે વીરસેન તે કયાં વીદાય થઇ ગયો? "જેને રામ રાખેરે, તેને કોણ મારી શકે?"

## અષ્ટમ પરિચ્છેદ.

### ભૈરવી અને રમ્ભા.

મઠના પેલા ભાગમાં જ્યાં કારાગૃહ છે. ત્યાં બીજું એક સુવિશાળ મકાન પણ છે. જેમાં આજકાલ બહારથી તાળુ લગાવેલું રહે છે. આજ અમે અમારા વાંચક વર્ગને એ મકાનમાં લઈ જવાની ઇચ્છા રાખીએ છીએ જો કે એ મકાનના પ્રત્યેક દરવાજે તાળાં વાસેલાં છે. પણ એનો કંઇ હેતુ નથી, આપ સર્વે ફરીને આ મઠની પાછળની બાજુએ ચાલ્યા આવો, આ મકાનથી મઠનો એ ભાગ કે જે લુંટારાઓનું નિવાસ સ્થાન છે. ત્યાં સુધી મળેલો છે. મકાનની પાછળ પહાડનું ઉંચુ શીખર છે જેની ઉપર એ અનેક વૃક્ષ પોતાનું મસ્તિષ્ક ઉંચું કરી તપશ્ચર્યા કરી રહ્યા છે.

આ વખતે આ જગ્યાએ એક ઝાડ ઉપર અમે એક માણસને ચઢતો નીહાળીએ છીએ. નજર કરો કે એ મનુષ્ય ધીરે ધીરે છુપાતો છુપાતો વૃક્ષ ઉપર ચઢી ગયો અને સાહસ કરીને એ મકાનના છાપરા ઉપર જઇ પહોંચ્યો, એ ત્યાં પહોંચ્યો એટલામાં વળી એક બીજો માણસ એ વૃક્ષની નીચે આવીને ઉભો થઇ રહ્યો અને તેવીજ રીતે તે પણ એ વૃક્ષની ઉપર ચઢી ઉપર જઇ પહોંચ્યો અને મકાનમાં કૂદી પડયો. એવીજ રીતે પાંચ માણસો ધીરે ધીરે એ મકાનમાં પહોંચી ગયા સૌની પાછળ પેલી ભૈરવી હતી તે પણ એજ પ્રકારે વૃક્ષ ઉપર ચઢી ઉક્ત મકાનમાં પહોંચી ગઈ.

જ્યારે એ ભૈરવી પણ એજ પ્રકારે મકાનના છાપરાપર થઇને પહોંચી ગઇ, ત્યારે સૌ કોઇ મળીને એ મકાનના નીચેના ભાગમાં

ઉતરવા લાગ્યા. પાંચ મનુષ્યતો વચલા ખણ્ડમાંજ ઉભા રહ્યા પણ ભૈરવી સીધી છેક નીચે ઉતરી પડી. અને નીચે જઇને એક મેલી અને ગંદી કોટડી ઉઘાડી એમાંથી દીવાલમાં બાકું પાડી શકાય તેવું કંઇ હથીઆર કાઢી લાવી.

એમાંથી એક મનુષ્ય, એક હથીઆર લઇને એક બાજુની દી-વાલમાં બાકું પાડવા લાગ્યો. કામ બહુજ આસ્તેથી કરવામાં આવતું હતું. આ વખતે રાતના ત્રણ વાગ્યાનો સમય થયો હતો. ચારે તરફ નિસ્તબ્ધતા છવાઈ રહી હતી, બહુજ મહેનતે દીવાલમાં એક ન્હાનું બાકું પડયું, ભૈરવીએ તેમાંથી દ્રષ્ટી કરી તો તેને જણાયું કે ત્યાં આગળ બે સ્ત્રીઓ સુતેલી છે.

ભૈરવીએ ધીરે ધીરે પોકાર કર્યો રમ્ભા ! રમ્ભા ! પણ કંઇ જવાબ મળ્યો નહીં ફરીથી બુમ પાડી એ સમયે શબ્દ થયો કોણ છે ?

**ભૈરવી**—કોઇ નહીં !

**રમ્ભા**—કોણ ! ક્યાં છો મા ?

**ભૈરવી**—તારા મકાનની પાછળ આ બાજુ નજર કર.

એટલું કહીને ભૈરવીએ પોતાનો ચોપીઓ પેલા કાંણામાં નાં-ખીને ખખડાવ્યો.

રમ્ભા પણ સાવધાન થઇને જોવા લાગી, ભૈરવીએ પુનઃઉચ્ચાર કર્યો આજ હું એક મનુષ્યને જવા આવવા માટે આ દીવાલમાં છીદ્ર પાડી નાંખીશ-પણ તેની કોઇને જાણ ના થવા દેવી એ તારા હાથમાં છે. એ છીદ્રને છુપું રાખવાનો યત્ન તારે કરી લેવાનો છે.

**રમ્ભા**—એ હું કરી લઇશ. આપે એ બાબત નિશ્ચિંત રહેવું.

**ભૈરવી**—શારદાના શા સમાચાર છે.

**રમ્ભા**—સારા છે હજુ સુધી તો આપની કૃપાથી કંઇ વિઘ્ન નડયું નથી.

**ભૈરવી**—સ્વામીજીને કંઇ સન્દેહ તો આવ્યો નથીને ?

**રમ્ભા**—ના કેમકે સ્વામીજીની સન્મુખ એ કદી બહાર નીકળી નથી.

**ભૈરવી**—તારા ઉપર તો કોઇ સન્દેહ રાખતુ નથી. ?

**રમ્ભા**—ના, કેમકે મને સ્હાય :કરનાર બહુજ બળવાન છે, એ પોતાના પ્રભાવથી બધાને દબાવી રાખે છે.

**ભૈરવી**—ઠીક છે. નિઃસંદેહ એ વીર બાહુ છે.

**રમ્ભા**—માતુશ્રી ! હવે આપના દર્શન ક્યારે, અને ક્યાં થશે ?

**ભૈરવી**—એજ સ્થાન ઉપર કે જ્યાં પહેલો મેળાપ થયો હતો. સ્વામીજીએ તમને બેઉજણુને બોલાવ્યાં હતાં, શું કીધું ?

**રમ્ભા**—વીરસેન ગેબ થઈ ગયા છે. જેથી હમને પણ અહીં મોકલી દીધાં છે. સંભળાય છે કે રાજા રવીસેનને ફસાવવાને વાસ્તે તારાને બોલાવી છે. તથા એ પણ આ વખતે મઠમાંજ છે.

**ભૈરવી**—( ચમકીને ) ક્યાં ! ક્યાં ! જલ્દી કહો એને પણ આપણી મણ્ડળીમાં સામેલ કરવી છે.

**રમ્ભા**—મઠની ઉત્તર દીશાના બંગલામાં કદાચીત સ્વામીજી પણ ત્યાં હશે ખરા.

**ભૈરવી**—તેની ચીન્તા ના કરો. આ વખતે મારી ટોળી પણ વધારે છે. હવે તું નિશ્ચિંત થઇ જા, એ તારા તારૂં કંઇ બગાડી શકે તેમ નથી, હવે હું જઉં છું. હજુ બહુજ કામ કરવાનું છે.

ભૈરવી એટલું કહીને એ છીદ્રની પાસેથી ખસી ગઈ તથા પોતાના મનુષ્યોને કંઇ સમજાવી કરી તાકીદે બહાર નીકળી ગઇ.

વાંચક કહેશો કે ભૈરવી ક્યાં ગઇ ?

---

## નવમ પરિચ્છેદ.

---

### સ્વામી અને તારા.

---

મઠના પેલા ભાગમાં કે જ્યાં આગળ લુંટારાઓનો દરબાર ભરાયો હતો. ત્યાં એક જગ્યાએ અમે બે મનુષ્યોને અરસપરસ કંઇ વાતો કરતાં દેખીએ છીએ. એમાં એક

પુરૂષ અને બીજી સ્ત્રી છે. કદાચીત અમારા વાંચક સજ્જનો પણ બીજા પરિશ્રમે સમજી શક્યા હશે કે એ તારા અને 'કુમાર સ્વામી એજ છે.

કુમાર—તારા ! રાજા રવિસેન કોઇ પણ રીતે ફંદામાં ફસાતો નથી. કદી જો એ હાથમાં આવી જાય તો એ મોટું કામ થઇ જાય, મારા પ્રયત્નમાં તો કોઇએ ફાંસ મારી દીધી. અને એજ દીવસે એ ત્યાંથી પોતાનો ખટલો લઇ મીર્જાપુર ચાલ્યો ગયો. એના સોબતીઓએ પણ મોટું તોફાન મચાવી દીધું છે. એટલું ઠીક છે કે હજુ સુધી મારો પત્તો એ લોકો મેળવી શક્યા નથી. એક બીજી આફત વળી એ આવી પડી છે કે એ દીવસથી વીરસેન કંઇ ગેબ થઇ ગયો છે. તેનો કંઇ પત્તો લાગતો નથી, તેને છોડાવનાર કોણ છે? તેને તલવાર કોણે આપી? જેથી એણે પહેરાવાળાનું શીર કાપી નાંખ્યું. એ સર્વનો કંઇ પણ પત્તો લાગતો નથી ત્રીજી વળી એક ઓર બલા ઉભી થઇ છે. તે એક ભૈરવી છે. જે અમારા પ્રત્યેક કાર્યમાં કંઇને કંઇ વિધ્ન હડસેલ્યાજ કરે છે. પણ એ કોણ છે. તેનું રહેવાનું ઠેકાણું ક્યાં છે, તેનો અમારી સાથે શું સંબંધ છે, એની કંઇ સમજણ પડતી નથી, એ પ્રત્યેક કારણથી આજકાલ મારી એવી દશા થઇ રહી છે કે મને નથી રૂચતું ખાવાનું કે પીવાનું અને એજ કારણથી તને પણ બોલાવા મોકલેલ છે. હવે કહે કે આ પ્રસંગે તું મને કંઇ મદદ કરી શકે તેમ છે?

તારા—હું સ્ત્રી જાત શું કરી શકું? જ્યારે તમારા જેવા બહાદુરની અક્કલ આવે વખતે ગુમ થઇ જાય છે તો પછી મારૂં કર્યું શું વળે એમ છે?

કુમાર—બીજું કંઇ નહીં, તું કોઇ પણ રીતે એકવાર રાજા રવીસેનને તારા પ્રપંચ યા મોહજાળમાં ફસાવ અને કોઇ પણ રીતે તેને અહિં લાવ, મારે તારૂં એટલુંજ કામ છે.

તારા—પણ કંઇ ઉપાય તો બતાવો કે મારે તેને કેવીરીતે ફસાવવો?

કુમાર—તારે એના મકાનપર જઇ એને મળવું, તેને તારી પ્રેમજાળમાં ફસાવવો, એ ચલીત ચીતવાળો મનુષ્ય છે, મને સંપૂર્ણ ખાત્રી છે કે એ તારા ફંદામાં અવશ્ય ફસાશે એ વખતે બહારથી કોઇએ જોરથી છીંક ખાધી, છીંકનો અવાજ સાંભળીને બેઉજણ ચમકી

ઉઠયાં, કુમાર સ્વામી એકાએક ગુસ્સામાંને ગુસ્સામાં લાલચોળ આંખો કરીને બહાર નીકળ્યા, ચારે તરફ નજર ફેરવી પણ કોઇ હાથ આવ્યું નહીં. લાચાર! પાછા અંદર ગયા!

**તારા**—એ કોણ હતું?

**કુમાર**—કોઇ જણાતું નથી, હશે કોઈ, તેની સાથે આપણે શું સબંધ છે.

**તારા**—જુવો, શરૂવાતમાંજ છીંક થઇ, મારો જીવ ના કહે છે કે એ કામમાં હાથ ના ઘાલીશ.

**કુમાર**—શું આટલા દીવસનો મારો પ્રેમ ક્યાં ગયો? શું મારી વાતનો અનાદર કરવાનું તારામાં સાહસ આવી ગયું! તારા! હું ફરીથી કહું છું કે આ કામમાં મને સહાય કર અને કોઇને કોઇ પ્રકારે રવીસેનને ફસાવી લાવ.

એટલામાંજ બહારથી શબ્દ થયો. "કદી નહીં! સાવધાન!"

આ વખતે વ્હાણું વ્હાવાની તૈયારી હતી, અંધકાર ધીરે ધીરે ઓછો થતો હતો! એ વખતે કુમાર સ્વામી જેણે "સાવધાન" કહી પોકાર કર્યો હતો તેની શોધમાં નીકળ્યા પણ કંઇ ફાવ્યા નહીં, કોઈ દેખાયું નહીં.

આ વખતે કુમાર સ્વામી ધભરાયા અને તારાને કહેવા લાગ્યા.

તારા! મને માલમ પડે છે કે મારૂં મકાન વિશ્વાસઘાતી મનુષ્યોથીજ ભરાએલું છે. પણ તેની કંઇ ચીન્તા નહીં, હું આસ્તે આસ્તે એ સર્વનો નાશ કરીશ. તું હવે એક કામ કર, આજનો દીવસ તો અહીંજ વીતાડ, સાંજે વીરભદ્ર તને ઘર સુધી પહોંચાડી જશે. હવે તું ફરીથી તારા પૂરાણા ધંધાનો આરંભ કર અને કોઇપણ પ્રકારે રાજા રવીસેનને ઘડીભર તારા ગુલશન જોબનમાં વીહાર કરાવી, તારી માયાજાળમાં ફસાવી મારે સ્વાધીન કર.

**તારા**—(છતાં તેનું હૃદય અંદરથી કંપી રહ્યું હતું) ભલે! એમજ થશે, પણ એ "વ્યાપાર" આરંભ કર્યા પહેલાં કોઇ બીજી રીતે હું તેને લપટાવીશ.

ત્યારબાદ એ બેની વચ્ચે બીજી પણ ઘણી વાતચીત થઇ જે લખવાની આ સ્થળે કંઇ આવશ્યકતા જણાતી નથી.

---

## દશમ પરિચ્છેદ.

### યોગિની.

જે દીવસે સાધુ વેષધારી કુમારસ્વામી રાજા રવીસેનને મળવા માટે ગયો તથા બહારથી રાજા રવીસેનને કોઇએ સાવધાન કરી દીધો એજ દીવસે રાજા રવીસેન પોતાના ખટલા સાથે મીર્જાપુર ચાલ્યો ગયો અને એક મોટું મકાન રાખી ત્યાં રહેવા લાગ્યો. પહેરો સજ્જડ રાખવામાં આવ્યો હતો, કેટલાક બીજા ઘણા નવા જાસુસ રાખવામાં આવ્યા અને વીરસેનની શોધ ચાલવા માંડી, બહુ પ્રયત્ન કરવા છતાં હજુસુધી વીરસેનનો કંઇ પતો ના મલ્યો.

એક દીવસ સન્ધ્યાકાળના સમયે, લગભગ છએક વાગે રાજા રવીસેન પોતે એકલા એક ખણ્ડમાં બેસીને કંઇ ચીન્તા કરી રહ્યો હતો, બહાર પહેરો ચાલુજ હતો, કે એટલામાંજ એક યોગિની હાથમાં એક સિતાર લઇ એ મકાનના દરવાજા આગળ આવી કંઇક ગાવા લાગી.

યોગીનીનો સુમધુર સ્વર અને મનોહર ગાન વાયુની સાથે મીશ્રીત થઇ ચારે દીશામાં ગાજી રહ્યું, રાજા રવીસેનના કર્ણમાં આ ગાન તાનના ભણકારા વાગવા લાગ્યા અને તેનું હૃદય પણ જે બાજુએ ગાયન ચાલતું હતું તે બાજુ તરફ ખેંચાયું. જો કે કેટલીક વખતતો એણે પોતાના સ્થાનપર બેઠે બેઠે ગાયન સાંભળ્યું પરન્તુ હવે તે કહ્યા શીવાય રહી શક્યા નહીં. પહેરાવાળાને બોલાવીને પૂછ્યું આ ગાયન ગાનાર કોણ છે?

**પહેરાવાળો**—હાથમાં એક સિતાર સહીત કોઇ એક સુસ્વરૂપ યોગિની ગાન કરી રહી છે.

**રવીસેન**—શું એ ભિક્ષા યાચના કરે છે?

**પહેરાવાળો**—જી હા! એ દરવાજાપર ઉભી રહી છે.

**રવીસેન**—એને ઉપર બોલાવો.

**પહેરાવાળો**—જેવી આજ્ઞા, કહીને ચાલ્યો ગયો અને યોગિની

સહીત પોતે ઉપર આવ્યો. યોગિની સાનિધ્ય આવીને નમ્રભાવે વિનયસર ઉભી રહી. યોગિની હોવા છતાં પણ તેના મુખમણ્ડલપર કંઇક લજ્જાનાં ચિન્હ જણાતાં હતાં. બહુજ નમ્રતાથી તેણે કહ્યુ. " શી આજ્ઞા છે ? "

**રવીસેન**—તું અહીં ક્યાં રહે છે ?

**યોગિની**—અહીંથી થોડે દૂર ગંગા કીનારે. એક પર્ણકુટીમાં હું રહું છું.

**રવીસેન**—તારો કણ્ઠ સ્વર બહુજ મીષ્ટ છે. માટે કંઇક ગા !

યોગીનિએ ગાવાનો આરંભ કર્યો, તેનો મધુર સ્વર રવીસેનના હૃદયને આકર્ષિત કરવા લાગ્યો, ધીરે ધીરે ગાઇને યોગિનીએ ગાવાનું બંધ કર્યું અને બોલી-" મહારાજ સન્ધ્યા સમય થઇ ગયો છે માટે રજા હોય તો હું મારે સ્થાને ચાલી જાઉં.

**રવીસેન**—ઠીક ! પણ બીજું એક ગા જોઇએ, યોગિનીએ ફરીથી ગાવાનો આરંભ કર્યો, હાથમાં સતાર સહીતનું ગાન માનો કે આજ શ્રોતાગણને પાણી પાણી કરી રહ્યું છે. ગાન પણ સમાપ્ત થયું મહારાજ આંખ પલકાર્યા શીવાય એકી નજરે યોગિની સામું જોઇ રહ્યા છે.

યોગિની સર્વાંગ સુન્દરી છે, ફક્ત ઉમ્મર પણ તે વીસ કીંવા ચોવીસ વર્ષની છે. ભગવું વસ્ત્ર અને ભસ્મ તેના સૌન્દર્યમાં કંઇ ઓર વધારો કરી રહ્યાં છે. કેટલીક વખત સુધી યોગિનીના સામું જોઇ રહી રવીસેને કહ્યું—

યોગિની ! તેં આટલી ઉમ્મરમાં આવું કઠીન વ્રત કેમ અંગીકાર કર્યું છે? શું એમાં કંઇ ભેદ સમાએલો છે, તારી વાતચીત પરથી, તારા ગાનથી, તારા સ્વરમાંથી હરેક રીતે કરૂણા અને પ્રેમરસ અવિચ્છીન્નપણે વહી રહ્યો છે. તું કહીશ કે તેનું શું કારણ છે ?

યોગિનીએ હસીને જવાબ આપ્યો-" મહારાજ સંસારમાં દુઃખ શીવાય યત્ કીંચિત્ સુખ નથી. નિઃસંદેહ અમુક કારણને લીધેજ મારે આજે આ ભિખારિણીનો વેશ અંગીકાર કરવો પડ્યો છે. પણ તેથી શું ? હવે એનું સ્મરણ કરવું તે કેવળ નિષ્પ્રયોજન છે.

એટલું કહીને એક લાંબો નીશ્વાસ નાંખીને યોગિની અવાચક થઇ ગઇ.

**રવીસેન**—એ હું સારી રીતે માનું છું કે—સંસારમાં દુઃખ શીવાય બીલકુલ સુખનું નામ નીશાન નથી. જો આજ હું પણ એવીજ રીતે એક સાગરમાં ગોથાં ખાઈ રહ્યો છું. મારા એકના એક પુત્ર વીરસેનનો બીલકુલ પત્તો નથી. માત્ર એ તારોજ સ્વર હતો કે જેણે મને કંઈક શાંન્તિ અર્પિ. ઠીક તું યોગિની છે, તને મારે એટલુંજ કહેવાનું છે કે કદાપી તને કોઇપણ વાતની આવષ્યકતા હોય તો તું મને સુખેથી કહેજે, હું યથાશક્તિ તારી ઇચ્છા પુરી કરીશ. મને માલુમ પડે છે કે, " ખરેખર તું યોગિની નથી પણ સર્વાશે વિયોગિની છે."

**યોગિની બોલી**—" મહારાજા ! આ સંસારમાં મને હવે કોઇ પણ ચીજની અપેક્ષા નથી. હવે જે પ્રકારે મેં આ સંસારનો ત્યાગ કર્યો છે તેજ પ્રકારે નીભાવી લઇશ, મને સહાય કરનાર ઇશ્વર છે. હું રાત દિવસ આમતેમ ભટક્યા કરૂં છું, આજ અહીં પણ આવી ચડી, ઠીક ! આપના પુત્રનો પત્તો હું અવશ્ય મેળવી તે સમાચાર આપને થોડા વખતમાં નિવેદન કરીશ, હવે કંઇ હુકમ?

રાજા રવીસેને બે રૂપીયા કાઢીને યોગિનીના સામે ફેંક્યા, પણ યોગિનીએ તેનો સ્વિકાર કર્યો નહીં અને બોલી--મહારાજ ધન એ. કઠું કરીને હવે મારે શું કરવું છે? મને તો માત્ર એક મુઠી અન્ન મળ્યું એટલે થયું.

**રવીસેન**—તો ઠીક ! અન્ન લઇ લો.

એટલું સાંભળતાં એક નોકરે આવીને યોગિનીને થોડાએક ચોખા આપ્યા જે તેણે બહુજ પ્રસન્નતાથી લીધા.

યોગિની અન્ન લઇ ઉભી થઇને બોલી—" મહારાજ કદી આપના પુત્રની શોધ મળી ગઇ તો શું તમે મારા વચનપર વિશ્વાસ કરશો અને ત્યાં જઇને તેને લઇ આવશો ?

**રવીસેન**—નિઃસંદેહ !

એજ સમયે કોઇએ કહ્યું —" નહીં ! દૃઢ પુરૂષ એજ છે કે જે માયાવી કામિનિઓની માયાજાળમાં ફસાતા નથી. "

મહારાજા રવીસેન ચમકી ઉઠયા અને બોલ્યા—તપાસ કરો કે એ કોણ છે ! કોઇ છે પહેરાપર ?

" તપાસ કરવાની કંઇ આવશ્યકતા નથી. હું સ્વયં આવીને

ઉભી રહીછું" એમ કહી એજ પૂર્વપરિચિતા ભૈરવી ત્રીશુલ ધારણ કરી આવીને સામે ઉપસ્થિત થઇ છે. યોગિની તરફ દ્રષ્ટીપાત કરી તેણે કહ્યું—તું શા માટે અહીં આવી છે? એકદમ ચાલીજા, કદી એક ક્ષણમાત્ર જો વીલંબ કરીશ તો આ ત્રીશુળથી તારા હૃદયને અવિલંબે ભેદી નાંખીશ.

યોગિની આ દેખાવ જોઇને કંપી ઉઠી, બોલવાની શક્તિ કોણ જાણે ક્યાં ગુમ થઈ ગઇ મહારાજ પણ શું કરે! માત્ર મુઢની માફક બેસી રહ્યા.

**ભૈરવી**—મહારાજ સાવધાન!! હું ફરીથી કહું છું કે દ્રઢ પુરૂષ એજ છે કે માયાવિનિયોની માયા જાળમાં બીલકુલ ફસાતા નથી, એમ ના સમજીશ કે અત્યારે તું નિર્વિઘ્ન છે. બહુજ સંભાળીને રહેવું.

એટલું કહેતાંજ યોગિનીને ધક્કો મારી ત્રીશુળ ધારિણી ભૈરવી ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગઇ, કોઇને ખબર પડી નહી કે એ મકાન બહાર નીકળીને ક્યાં જતી રહી. યોગિની પણ ત્યાંથી ઉતાવળી ચાલી ગઇ. મહારાજા રવીસેન આ તમાસો દેખી ગાભરા બની ગયા, હબકી ગયા. ધન્ય! ભૈરવી!!

---

## એકાદશ પરિચ્છેદ.

### શાંન્તવન.

કારાગૃહમાંથી અગીઆરા ભણી ગએ, આજ વીરસેનને ચાર દીવસ થઇ ગયા. એ ચાર દીવસ, પેલા બાળકે જે સ્થાન બતાવ્યું હતું. એ સ્થાને બેસી બેસીને કેવળ ચીન્તા, વિચાર, અને પ્રશ્ચાત્તાપમાંજ વીતાડયા. એ ચાર દીવસોમાં એક દીવસ પણ ફરીથી એ બાળકનું મનોહર રૂપ તેના જોવામાં આવ્યું નહી, એ બરાબર ધ્યાન લગાવીને એજ આશામાં બેઠો હતો, કે કોઇ રીતે બાળકનો મેળાપ થાય છે. રાત્રીના અગીયાર વાગ્યાનો સમય છે. વીરસેન પોતાના વિચારોમાંજ મશગુલ હતો. ચીન્તાને લીધે નિદ્રાનો

તેણે ત્યાગ કર્યો હતો, આ વખતે વીરસેન વીચાર કરી રહ્યા હતો કે હા! હવે કેટલા દીવસ હજુ આવી રીતે ગુજારવાના છે? હજુ સુધી તો હું કાંઇ પણ પ્રકારે બચતો, બચતો, ચાલ્યો આવુંછું. પણ અન્તમાં શું થશે? આવી રીતે વળી કેટલા દીવસ હવે હું ગુજારી શકીશ? હા! સમય તારો મહિમા વિચિત્ર છે! ક્યાં એ રાજ સુખ, દાસ, દાસી માતા, પીતા, ભાઇબન્ધુ વીગેરે સાથે રહેવાનું? ક્યાં હાલ એક ભીખારીની માફક એકલા નીર્જન સ્થાનમાં જ્યાં કોઇ પોતાનું કે પરાયું મળે નહીં, કોઇ સહચર કે સહાયક, ત્યાં પડે પડે દીવસ કાઢવા પડે છે. કોણ જાણે પીતાજી પણ હાલ શી સ્થિતિમાં હશે? કોણ જાણે એમના પર પણ શી શી આફતો આવી પડી હશે; કોણ જાંણે શી વિપદમાં પડયા હશે. હા! સંન્યાસીરૂપ ધારી લુંટારાનું મારા પીતાજીએ શું બગાડયું છે? જો કે મેં તો તેની સાથે કંઇ બુરાઈ કરી છે! પણ મારા પીતાજીએ તો હજુ સુધી તેને કંઈ પણ હાની કરી નથી,

હવે આ સ્થાનમાં રહેવું મને ઠીક લાગતું નથી પણ ત્યારે ક્યાં જવું? બાળકની એવી આજ્ઞા નથી, બાળક મારો સહાયક છે. તેની આજ્ઞાનુંજ ઉલ્લંઘન કરવું એ મારે માટે તદ્દન અનુચીત છે. પણ ચાર દીવસ થઈ ગયા, બાળકે ફરીથી મોંહજ નથી બતાવ્યું, શું એના ઉપર તો કંઇ અણચીંતવી આફત નહીં આવી પડી હોય? શું એ ભેદ પણ ઉઘડી ગયો હશે? બાળક! મારો ઉદ્ધાર કરનારા કૃપામય બાળક તું ક્યાં છે?

એ છેવટના શબ્દ તેના મ્હોમાંથી જે વખતે બહાર નીકળી ગયા, એજ વખતે પેલી કોટડીનો દરવાજો ઉઘડી ગયો; અને હાસ્ય ભરીત સુખમુદ્રાએ બાળક આવીને તેના સામે હાજર થયો.

બાળકને દેખતાંજ! વીરસેન પ્રસન્ન થઇ ગયા. ઉઠીને બાળકના ચર્ણમાં જ્યાં પડવા જાય છે કે તરતજ બાળક બે ચાર પગલાં દુર હઠી જઇને કહ્યું. હા.! હા. બાળકની માફક આમ શું કરો છો? એવું કરશો તો હું કદી આવીશ નહિં!

**વિરસેન**—શું કરૂંછું, મને તમારા સીવાય બીજા કોઇનો ભરોસો નથી, મારો ઉદ્ધાર કર્તા અને રક્ષણ કરનાર તમેજ છો હવે તમે

કહો કે આટલા દીવસ આ કારાગૃહમાં રહે, રહે મારી શી દશા થઇ છે. બાળક હું તારા પગમાં પડુંછું. હવે મને જલ્દીથી આ આપદામાંથી મુક્ત કર.

બાળક—ગભરાઓછો શા માટે, સમજો કે હવે ઉજળા દીવસો તમારી નજીકમાં છે. જલ્દીથી તમને અહીંથી હવે મુક્તિ મળશે, ઠીક પણ કહો, કે તમે ખાવા પીવાને માટે શું કરો છો ?

**વિરસેન**—બાળક ! વ્હાલા બાળક ! તારી કૃપાને માટે હું તને માર ખરા જીગરથી ધન્યવાદ આપુંછું ! તારૂં આપેલું ભોજન આજ સુધી મેં ખાધું છે. પણ હવે ક્ષમા કર. હવે આ સ્થાનમાં રહેવાની મારામાં શક્તિ નથી. હવે મને અહીંથી છુટો કર.

એજ વખતે બાહાર કંઇ ખખડવાના અવાજ થયો, જાણે કોઇ આવતું ના હોય ! બાળક તથા વીરસેન બન્ને એ અવાજ સાંભળીને ચમકી ઉઠયા !

**બાળક**—જણાય છે કે વળી કંઈ નવીન આફત આવી પડશી,—સાવધાન ! એટલું કહીને બાળક ત્યાંથી નાસી જવા જતો હતો કે પેલી ભૈરવીએ દોડતા આવીને એ બાળકનો હાથ પકડી લીધો, બાળક તેને જોઇને હસી પડયો જેથી માલુમ પડે છે કે એ બેઉ જણ પહેલેથી એક બીજાને ઓળખે છે.

**બાળક**—મામા ! હું તો તમારો શબ્દ સુણીને બ્હી ગયો; હું સમજ્યો કે વળી કંઇ નવી આફત આવીને ખડી થઇ. પણ નહીં ! અત્યારે તો ઇશ્વરની કૃપા છે.

**ભૈરવી**—સત્ય વાત છે; તારા સાથી ઉપર પણ લોકોને શક ઉત્પન્ન થયો છે, અને તારી પણ શોધ કરવાનો યત્ન ચાલે છે, તો હવે તમે અહીંથી તાકીદે જાઓ. અને પાછલી બાજુથી ઘેર જાઓ.

એટલું સાંભળતાંજ, બાળક એક વખત વીરસેન ઉપર દ્રષ્ટીપાત નાંખી, ત્યાંથી તાકીદે ચાલ્યો ગયો. ભૈરવી એકલી થોડીવાર સુધી, ચુપચાપ થઇને વીરસેનના સામું જોઇને ઉભી રહી વીરસેન પણ ઢીંગ મુદ્રની માફક તેના સામેજ જોઇ રહ્યો,

**ભૈરવી**—વીરસેન ! તું રાજ્ય પુત્ર થઇને આવા કષ્ટમાં છે એ અમારાથી જોઈ શકાતું નથી, હું જો ધારૂં તો તને અત્યારે ને

અત્યારે અહીંથી બહાર નસાડી શકું તેમ છે! પણ હજુ એવાં કેટલાંક કાર્ય છે કે જેમાં તારી મદદની મને ખાસ જરૂર છે. અને તેમાં તારો સ્વાર્થ પણ છે; તેથીજ કહું છું, કે હજુ કંઇ ધૈર્ય રાખ!

**વીરસેન**—માતા-હું શું કરૂં. હું દરેક રીતે આપ લોકોની આજ્ઞા પાલન કરવાને તૈયાર છું. પણ હવે બહુજ દિવસ થઇ ગયા, હવે સહન થતું નથી.

**ભૈરવ**—શું હવે અહીંથી જવાની મરજી છે?

**વીરસેન**—હા! હવે તો મને અહીંથી બહાર કાઢો!

**ભૈરવી**—શું, બાળકને અહીં છોડીને ચાલ્યા જવાની ઇચ્છા રાખે છે? જાણે છે, કે તારા ગયા પછી એ બાળકપર કેવી આફત આવી પડશે? શું તને સહાય કરનારની જાન બચાવવાની તારામાં શક્તિ નથી, તારી ઇચ્છા નથી? વીરસેન એટલું સાંભળીને કંઇક ચિન્તામાં પડયો, ફરી બોલ્યો. "મા! ઠીક છે. હું એ બાળકને માટે સૌ સહન કરવાને તૈયાર છું. પણ એટલું તો કહો કે એ બાળક કોણ છે? તેણે મને સહાય કરવાનું શું પ્રયોજન? એ શા માટે મારે લીધે પોતાની જાતને સંકટમાં નાંખી રહ્યો છે?

**ભૈરવી**—એ વાતનો પત્તો તને આપોઆપ જણાઇ જશે. આ વખતે એટલુંજ કહેવાનું કે તારે જરીક સાવધાન થઇને અહીં રહેવું. લુટારાઓ તારી શોધમાં છે. સંભવ છે કે કદાચ એ લોક અહીં આવી પહોંચે એટલા માટે હમેશાં આ બારણાને અંદરથી બંધ રાખવું. એ દ્વારને ઉઘાડવાનું સામર્થ્ય એ બાળક શીવાય બીજા કોઇમાં નથી. સાથે કદી બહાર નીકળવાની મરજી થાય તો આ ચાવી લે (કોટડીનો એક દરવાજો બતાવીને) એનાથી દરવાજો ઉઘાડીને પછી બંધ કરી દેવો. પછી સીધા સુરંગને રસ્તે પૂર્વની બાજુ ચાલ્યા જવું. આગળ જતાં એક મોટો દરવાજો જણાશે, તે પણ આ ચાવીથી ઉઘડી શકશે, જેમાં એક મનોહર બાગ છે, તું બે ચાર કલાક આનંદથી ત્યાં ફરી વીશ્રાન્તિ મેળવી શકીશ; પણ સાવધાન! તારી જાતનું બરાબર રક્ષણ કરજે,-સાંભળજે!

વીરસેને ચાવી લીધી અને કહ્યું-ઠીક! આપની આજ્ઞાનું પાલન કરીશ. પણ એ તો બતાવો કે મારા પીતાશ્રી શી સ્થિતિમાં છે. કંઇ પકડાઇ ગયા તો નથી ને?

**ભૈરવી—**એનો કોઇ વાળ વાંકો કરી શકે તેમ નથી. તું નિશ્ચિંત રહે હવે હું જઉં છું.

---

## દ્વાદશ પરિચ્છેદ.

---

### વીરસેન ગુમ!

---

મઠના એક ભાગમાં કુમાર સ્વામી બેઠા છે. બીજાં પાંચેક માણસો પણ અત્યારે તેની પાસે છે. પાંચે સશસ્ત્ર વેષધારી સાધુ લુટારા છે. આ મંત્રણાગૃહમાં આ વખતે નાનાં પ્રકારના અનેક વિષયો ઉપર વાર્તાલાપ ચાલે છે. પણ હજુ સુધી કંઇ નિશ્ચય ઉપર આવી શકયા નથી. કુમાર સ્વામીએ કહ્યું, શું તમારામાંથી કોઇએ એ ભૈરવીનો પત્તો લગાયો?

**પહેલો—**મહારાજ! હું એક દીવસ એ ભૈરવીની પાછળ પાછળ મીર્ઝાપુર ગયો હતો, મીર્ઝાપુર શહેરની અંદર ગયા પછી થોડી વાર પહેલાં, ભૈરવી એકાએક ઉભી રહી અને ક્રોધિત મુખ મુદ્રાએ ચારે બાજુ જોવા લાગી. ભાગ્ય યોગે હું પણ તેની નજરે ચઢી ગયો; કે એકદમ ભૈરવી મારી પાસે આવી અને એજ સમયે મને ત્યાંથી ચાલ્યા જવાનું કીધું, મહારાજ! એ દીવસ જીવવાની બીલકુલ આશા નહોતી પણ ઇશ્વરની સંપૂર્ણ કૃપાથી હું તે દીવસ બચી ગયો. એને સહાય કરનાર પણ વળી કેટલાક છે.

**સ્વામી—**પછી શું તું એકદમ અહીંયા નાશી આવ્યો?

**પહેલો—**નહીં! બલ્કે દુર રહે હું તેનાં કારસ્તાન જોતો રહ્યો, ભૈરવી સીધી સીધી શહેરમાં જતી રહી, હું પણ એની પાછળ પાછળ ગયો; પણ એ કયાં ગઇ એનો કંઇ પત્તો લાગ્યો નહીં.

એજ વખતે વીરભદ્ર ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો, મહારાજ! આપની આજ્ઞાનુસાર હું કાલ તારાને સર્વ હકીકત પુછવા ગયો હતો પણ એને ઘેર તો તાળું છે; કંઇ જણાતી નથી. કોણ

જાણે ક્યાં એ જતી રહી, કે એનો પત્તોજ નથી, હું બહુજ મહેનતે પાછલી બાજુથી તેના મકાન ઉપર ચઢગો, અને અંદર જઇને તપાસ કરૂં છું, તો બીલકુલ ઉજડ જણાયું. થોડાં લાકડાં અને એક ભાગ્યા તુટયા ખાટલા સીવાય બીજું કંઇ મારી નજરે પડયું નહીં!

**સ્વામી**—શું ત્યારે તારા સ્ટઈ ક્યાં ગઇ? એને તો મેં અહીંથા રવીસેનને પકડી લાવવાને માટે મોકલી હતી! શું બજારમાં એણે કોઇ બીજું મકાન તો રાખ્યું નથી? વીરભદ્ર તેં બજારમાં કંઇ શોધ કરી હતી.

**વીરભદ્ર**—મહારાજ! આખું મીર્જાપુર શહેર ફરી વળ્યો પણ મારો સાળો કંઇ પત્તો ના લાગ્યો.

**સ્વામી**—મોટા આશ્ચર્યની વાત છે. આ શો મામલો છે? એની શોધ તો અવસ્ય મેળવવીજ જોઇએ. મને તો એમ લાગે છે કે એ બ્હીને કંઇ નાસી ગઈ હશે. વિરભદ્ર! તારાને તાકીદ શોધી કાઢો!

**વીરભદ્ર**—યથાશક્તિ પ્રયત્ન કરીશ!

એજ વખતે એક બીજો માણસ ત્યાં આવી પહોંચ્યો, અને બોલ્યો, મહારાજ, અબઘડી હું ભૈરવી અને વીરસેનને પેલી સુરંગની એક કોટડીમાં વાતો કરતાં જોયાં છે. મહારાજ! તાકીદે ચાલો તો વીરસેનને પકડી પાડીશું નહીં તો સંભવ છે કે પેલી રાંડ ભૈરવી તેને નસાડી મુકશે!

એટલું સાંભળતાંજ એક એક ત્યાંથી ઉઠીને ઉભા થઇ ગયા, અને બધા જે બાજુ વીરસેનને પુરવામાં આવ્યો હતો તે તરફ જલ્દીથી દોડયા. ઘોર ગર્જના કરતા સર્વ ત્યાં જઇ પહોંચ્યા. દરેક કોટડીમાં જરીકે જરીક તપાસ કરી પણ વીરસેનનો પત્તો ક્યાંથી લાગે?

આ વખતે પ્રાતઃકાલનો શાંન્તી સફેદ પ્રકાશ આકાશમાં પ્રસરી રહ્યો હતો. ચારે બાજુ તપાસ કરવા છતાં જ્યારે વીરસેનની ભાળ મળી નહીં ત્યારે સ્વામીજી કંઇક ક્રોધીત થયા અને જે માણસે સમાચાર કહ્યા હતા તેની તરફ જોઇને બોલ્યા—તેં વ્યર્થ હમને હેરાન કર્યા, એમ લાગે છે કે તું પણ એ નાલાયક મણ્ડળીમાંનો એક છે અને અમને પણ ફસાવાની ઇચ્છા રાખે છે.

**દેવેન્દ્ર** બાફનો માર્યો! સ્વામીજીના સામું જોઇ ગભરાતો

બોલ્યો,—મહારાજા મેં તો નજરે જે જોયું હતું તે તમને કીધું છે. હવે શું કહી શકું કે એ કયાં નાશી ગયો.

સ્વામીજી ઉપર મુજબનો જવાબ સાંભળી કંઈક વધારે ક્રોધીત થયા, અને મનમાં એમ થઈ આવ્યું કે આગળ વધીને કંઇક તેને દણ્ડ આપવો પણ એટલામાંજ પેલી મહામાયા ભૈરવી હોંકાર કરતી, સન્મુખ આવીને ખડી થઇ. આ વખતે એ એકલી નહોતી બલ્કે તેની સાથે બીજા બે સાધુ પણ હતા. જેઓના હાથમાં મોટા મોટા ચીપીયા અને એકેક ત્રીશુળ પણ હતું.

" પણ એ સાધુ કોણ ? "

---

## ત્રયોદશ પરિચ્છેદ.

---

### પ્રતાપ પ્રતિજ્ઞા.

---

સાયંકાળ પડી ચુકી છે. રાત્રી ધારે ધારે પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરતી વધતી જાય છે. એજ સમયે વિન્ધ્યાચળ પર્વતના પેલા પ્રદેશમાં જ્યાં કાળી ભયંકર ખો છે. એ ભયંકર જંગલમાં, પથ્થરની એક પ્રચંડ શીલા ઉપર અનુપમ લાવણ્યમયી હોવા છતાં, બે સુન્દર સ્ત્રીઓ ભગવાં વસ્ત્ર ધારણ કરી પોતાની જાતને છુપાવતી બેઠી છે. બેઉ સમાન ઉમરની માલમ પડે છે. જો કે બન્ને એ ભગવાં વસ્ત્ર અંગીકાર કરેલાં છે. પરન્તુ એમાંની એક તો પેલી ભૈરવી જે ઘણી જગોએ લુંટારાઓને મળી ચુકી હતી તેજ માલમ પડે છે. પણ બીજી કોણ છે ? એની હકીકત આગળ જતાં સમજાશે.

**ભૈરવી બોલી**—જુવો, આઠ વાગવા આવ્યા છે. કોણ જાણે ભોળો હજુ સુધી કેમ ના આવ્યો. કદાચ આજે જે સંકલ્પ કર્યો છે. તે પુરો ના થઇ શક્યો, તો અવશ્ય રાજા સ્વીસેનને પરબારે વિપત્તિ આવી પડશે.

**યોગિની**—પણ માતુશ્રી ! શું આજે લુંટારાઓ અવસ્ય રાજા

વીસેનના મકાનપર આક્રમણુ કરશે ? કહો જોઇએ કે રાજા વીસેને તેમનું શું બગાડયું છે ?

**ભૈરવી**—(હસીને) શું તને માલમ નથી ?

**યોગિની**—મા ! હું આપના સોગંદ ખાઇને કહું છું કે તેની મને બીલકુલ ખબર નથી !

**ભૈરવી**—ઠીક ! એ આગળ જણાશે ! ( આશ્ચર્યથી ) જો ! જો ! પેલું કોણુ આવે છે ?

**યોગિનિ**—જણાય છે કે એ કોઇ સાધુ છે. કદાચ ભોળો પણુ હોય !

**ભૈરવી**—નહીં ! નહીં ! ભોળો નથી, સંભાળજે.

ભૈરવીએ એટલું કહીને તરત પોતાનું ત્રિશૂળ ઉપાડયું, એની સાથે યોગિનિ પણ હાથમાં ત્રીશૂળ લઇ બીજી ભૈરવી બની ગઇ.

બન્ને પેલા આવનાર તરફ જોવા લાગ્યાં, આવનાર નિર્ભય રીતે રસ્તો કાપતો પૂરવેગમાં ચાલ્યો આવે છે. થોડાજ વખતમાં એ આ બેઉથી કંઇક છેટે આવીને ઉભો થઇ ગયો.

**ભૈરવી બોલી**--તું કોણુ છું ? અહીં આવવાનું કારણુ ?

**આવનાર**—હું કોણુ છું ! જોઇ નથી શકતિ ? હું તારો કાળ છું !

**ભૈરવી**—ઓહ ! કાળ ! કાળ ! ! કાળ મારૂં કંઈ અનીષ્ટ કરી શકે તેમ નથી, કેમકે હું હંમેશાં નિતિના રસ્તાપર ચાલી જાઉં છું. મને કાળનો કંઇ પણુ ભય નથી, જેઓ પાપાત્મા છે, બીજાઓનાં ધન હરણુ, પ્રાણુ હરણુ, ચોરી, ઠગાઇ, સર્વ ઇત્યાદી જેનાં કર્મ છે તેઓ કાળનો ડર રાખે છે. હું કાળના કાળથી પણુ ડરતી નથી. ઠીક કાળ ! તારે આ સ્થળે આવવાનું શું પ્રયોજન ?

**આવનાર**—કાળ વ્યર્થ કદી આવતો નથી ! આજ એ અવશ્ય તને પોતાનો કોળીઓ બનાવશે. હવે તું નહીં બચી શકે, બતાવ, જલ્દી બતાવ, એ વીરસેન કયાં છે ? શારદાને કયાં છુપાવી રાખી છે ? નહીં તો આજ ઘડીએ, આજ સ્થાને હમણાંજ તારો પ્રાણુ લઇશ.

**ભૈરવી**—હું નથી બતાવી શકતિ ! કાળ ! તું અહીંથી ચાલ્યો જા, નહીં તો મહામાયા જગદમ્બાના શ્રાપથી ક્ષણુમાત્રમાં બળીને તું ભસ્મ થઇ જશે ! તું પોતેજ અત્યારે તો કાળના ડાચામાં જઇ પડયો છે, બતાવ ખરેખરૂં બતાવી દે કે તારૂં નામ શું છે ?

**આવનાર**—તારો કાળ " પ્રતાપ " તારી આગળજ ઉભો છે. તાકીદે મારા પ્રશ્નોના ઉત્તર આપ નહીં તો અત્યારે તને રસાતાળમાં પહોંચાડી દઇશ.

**ભૈરવી**—પ્રતાપ ! પ્રતાપના નામને વ્યર્થ શા માટે કલંકીત કરી રહ્યો છે ? જો વીચાર કે " પ્રતાપનું " નામ તો ચિર સ્મરણીય થઇ ગયું છે. તું પણ એ નામ ધારણુ કરીને શું આવાં અત્યાચારીના નીચ કર્મો કરીને તારા એ નામને સાર્થક્ય કરિશ ? ઓહ ! તારૂં નામ પ્રતાપ શા માટે રાખ્યું છે. હા. જે પ્રતાપના બળથી મનુષ્ય ઇશ્વરને મેળવી શકે છે. જે પ્રતાપના બળથી મનુષ્ય સંસારમાં અટલ કિર્ત્તિ સ્થાપન કરી શકે છે. એ પ્રતાપને તું, લુંટારા, ચોર, ઠગ, અને વિશ્વાસઘાતીઓની સાથે રહી શામાટે ગુમાવા બેઠો છે ? પ્રતાપ ! યદી તારામાં જો કંઇ પ્રતાપ છે. યદી જો તું તારા નામને સાર્થક કરવા ઇચ્છા રાખતો હોય તો આજથી લે પ્રતિજ્ઞા, કે સત્ય માર્ગનો ત્યાગ કરીને અસત્ય માર્ગ ઉપર કદી પગ મુકીશ નહીં ! આજથી જે મીથ્યાવાદી વિધર્મી તથા અન્યાયી હશે, એવા પશુ તુલ્ય માણસોનો કદી સંગ કરીશ નહિ. ( મધુર સ્વરથી ) પ્રતાપ ! તું તારા નામને સાર્થક કર ! મહામાયા, આદ્ય જનની જગદમ્બા તને અવશ્ય સહાય થશે. નહીં તો તું જાણે છે કે આગળ તારૂં પરિણામ શું આવશે ? એક દિવસ એવો આવશે કે જે દીવસે તું કારાગૃહમાં સડતો હઇશ ! ભુખના દુઃખથી તરફડતો હઇશ ! અને ફાંસીનાં માંચડે ચઢી કરેલાં પાપ કર્મોનો પસ્તાવો કરતો હોઇશ ! બોલ પ્રતાપ ! તારી શી ઇચ્છા છે ?

**પ્રતાપ**—મારે શું કરવું છે ? મારે એજ કરવું છે. જે હું આજ સુધી કરતો આવ્યો છું, અહા એમાં કેવી રીતે સ્વતંત્રતા છે. કેટલું ધન મળે છે. લોક મારૂં નામ " લુંટારો " સાંભળતાની સાથે થથરી ઉઠે છે. શું એનાથી વધતો બીજો કેવો પ્રતાપ હોઇ શકે ? ચંડાલીની ! જલ્દી બતાવ કે વીરસેન ક્યાં છે તું મને આકું આણું

સમજાવીને તારૂં કામ સાધી લેવા ચહાય છે. સમજ કે આજ પ્રતાપના પંજામાંથી તારો યત્કિંચિત છુટકો થનાર નથી. આજ તું અવસ્ય પકડઇ જઇશ. આજ હું તને છોડી શકીશ નહીં. અમારા રસ્તામાં તુંજ એક કંટક રૂપ છે. આજ એક કંટક અવશ્ય દૂર કરીશ.

ભૈરવીનાં નેત્ર લાલચોળ થઈ ગયાં, સમસ્ત શરીર કંપી ઉઠયું. હોઠ ફફડવા લાગ્યા. ત્રીશુળ ધીરે ધીરે ઉંચુ થવા લાગ્યું. એ બોલી-મૂર્ખ ! હજુ કંઇ સમજની, નહીં તો આજેજ તને યમરાજના દરબારમાં અવિલંબે રવાના કરી દઇશ એમ કહીને ભૈરવી કંઇક આગળ વધી. એજ વખતે પ્રતાપે સીસોટી વગાડી, જેનો શબ્દ ચારે દીશામાં પ્રસરી ગયો, જોત જોતામાં પાંચ સશસ્ત્ર મનુષ્ય જંગલમાં ચારે બાજુથી દોડી આવ્યા. અને ભૈરવી ઉપર ધસ્યા ભૈરવીને સહાય કરનાર આ વખતે માત્ર એકલી યોગિનિ હતી, જે આ વખતે હાથમાં ત્રીશુળ ધારણ કરી ભૈરવીની સાથે સાથે આગળ વધતી જતી હતી. છ મનુષ્યોના મધ્ય ભાગમાં એ ભૈરવી અપૂર્વ શોભાયમાન દેખાતી હતી.

ભૈરવીએ, હું કાર શબ્દની સાથે ત્રીશુળ ઉઠાવ્યું. પેલી બાજુ પ્રતાપ પણ તલવાર મ્યાનમાંથી બહાર કાઢવા લાગ્યો, પણ તે પહેલાં તો ભૈરવી તેના ઉપર તુટી પડી, કે એટલામાંજ સનસનાટ કરતું એક તીર આવતું કે પ્રતાપનાં પગમાં પેસી ગયું. પ્રતાપ ઘૂમતો આમ તેમ જોવા લાગ્યો, એટલામાં વળી બીજું તીર આવ્યું આવ્યું. કે તરતજ પ્રતાપ જખ્મી થઇ જમીનપર ઢળી પડગો. એ વખતે બીજા લુંટારાઓ ભૈરવી ઉપર ઘા કરવા જતા હતાં. ભૈરવી ધીમે રહીને ખસી ગઇ. ગાજી ઉઠી સાવધાન ! તમારા સર્દારની સ્થિતિ યાદ કરો: એ એના કુકર્મનુંજ ફળ છે, એક પગ પણ જો આગળ વધ્યાતો સમજો કે તમારી પણ એજ દશા થશે.

એજ સમયે આઠ સાધુ હાથમાં ઉઘાડી તલવાર તથા તીર કામઠાં ધારણ કરીને આવતા દેખાયા, જેને દેખતાંજ લુંટારાઓનું ટોળું નાસી ગયું. કેવળ પ્રતાપજ ભૈરવીની ચર્ણ રજ સુંઘ તો ભૂમિપર પડયો રહ્યો.

ભૈરવી બોલી— તમે લોકો જાઓ; બાદ બે કલાક પછી મને મન્દિરમાં મળજો. ( પ્રતાપને ) પ્રતાપ-તેં તારા સોબતીઓની દશા

નીહાળી? તારા મીત્રોના સ્વભાવનો પરિચય તને થયો કે નહીં? આવી અવસ્થામાં ત્યાગીને કેવી રીતે પોતાનો પ્રાણ બચાવીને એ લોકો નાસી ગયા!

બોલ! હજુ કંઇ બોલ શો વિચાર છે. સત્ય, માર્ગ ગૃહણ કરવો છે, કે યમપુરીમાં જવું છે.

**પ્રતાપ**—ઓ......બહુ દર્દ થાય છે! મારો પ્રાણ બચાવો...

**ભૈરવી**—એ તારા દુષ્કર્મનું ફળ છે, કંઇ ખ્યાલ કર કે હજુ તારે શું શું ભોગવવાનું છે! (પ્રતાપના પગમાંથી તીર ખેંચી કાઢીને) પ્રતાપ! સાચું કહે કે આજ તું આ સ્થળે કેમ આવ્યો હતો. નજર કર કે આજ તારા જીવન મરણનો આધાર મારી દયા ઉપર છે; કહે તારી શી મરજી છે.

**પ્રતાપ**—આજ હું પ્રતિજ્ઞા કરીને આવ્યો હતો કે મારે તને પકડી જવી, આજ સવારેજ સ્વામીજીએ હમને સર્વને ધિક્કાર આપ્યો. અને એટલું કીધું કે તે અમને અસહ્ય થઇ પડયું. છેવટે હું પ્રતિજ્ઞા કરીને નીકળ્યો અને આખો દીવસ તારી શોધમાં ફરતો રહ્યો, હવે તું મળી છે; પણ હાય! અસહ્ય દર્દ થાય છે. પ્રાણ બચાવ!

**ભૈરવી**—તારા જેવા કુકર્મી મનુષ્યો આ સંસારમાં ના હોય એજ સારૂં, તમે લોકો જેટલા દીવસ આ સંસારમાં જીવતામાં રહેશો તેટલા દીવસ પૃથ્વિ ઉપર ભાર પણ એટલોજ વધતો જશે! અસ્તુ! હું જઉં છું.

ભૈરવી એટલું કહીને ત્યાંથી આગળ જતી હતી, કે પ્રતાપે કહ્યું. માતાજી, કોઇ પ્રકારે આ પીડા દૂર કરો. હું જન્મ પર્યંત તમારો એટલો ઉપકાર નહીં ભૂલું, અહોનીશ તમારા ગુણાનુવાદ ગાઇશ.

ભૈરવી (પાછી ફરીને) તું પ્રતિજ્ઞા લે, કે આજથી મારા કહ્યા પ્રમાણે કરીશ તો તારો પ્રાણ બચી શકશે, નહીં તો એ વખત ગયો, હવે હું જઉં છું.

**પ્રતાપ**—"હું ઇશ્વરના સોગંદ લઇને કહું છું, કે આજથી તમારી આજ્ઞાનુસાર વર્તિશ." ક્ષત્રિયો કોઇ દીવસ જુઠું બોલતા નથી, મારા કથનપર વિશ્વાસ રાખી આ વખતે મારો પ્રાણ બચાવો.

**ભૈરવી**—( એની તલવાર એના હાથમાં આપીને ) ચાલ ! એને હાથમાં લઇને આજથી સોગંદ લે !

પ્રતાપે એ પ્રમાણે કર્યું એજ વખતે એક માણસ આવતો જણાયો, એજ ભોળો હતો. કે ભૈરવી જેની શોધમાં હતી. ભોળાને દેખતાંજ ભૈરવીએ ઉદ્‌ગાર કાઢ્યા-"ભોળા આમ આવ જો તો ખરો આને ઓળખે છે ?"

ભોળાએ પાસે આવીને જોયું, અને આશ્ચર્ય પામીને બોલ્યો પ્રતાપ ! લુંટારાઓના સરદારનો મુખ્ય પ્રધાન ! એ અહીં ક્યાંથી ?

**ભૈરવી**—એ પછીથી જણાશે. પહેલાં એને ઉઠાવીને શાન્તિકુંન્જ-માં સાચવીને લઇ જાઓ, જો જો એને કંઇ ઇજા ના થાય, અમે હમણેજ આવીએ છીએ, એના ઘાવપર દવા લગાવી દેવી. એટલું કહી ભૈરવી પોતાના સોબતીઓ સહીત એક દીશા તરફ ચાલી ગઇ. ભોળો પ્રતાપને લઈ જવાના કાર્યમાં ગુંથાયો, એજ સમયે વળી એક ઓર વિચીત્ર ઘટના થઇ, અર્થાત્ થોડે છેટે જોરથી કોઇ સ્ત્રીના રડવાનો અવાજ સંભળાયો.

---

## ચતુર્દશ પરિચ્છેદ.

### રવીસેનને ત્યાં.

રાત્રીના બારેક વાગવાનો સમય છે. નિસ્તબ્ધતાનું અખણ્ડ રાજ્ય ચારે બાજુ ફેલાઇ રહ્યું છે. ક્વચિદ્ ક્વચિદ્ કુતરાંના રોવાના શબ્દો નિસ્તબ્ધતાનો ભંગ કરે છે.

આ વખતે રાજા રવીસેન પોતાના મકાનના વિશ્રામ ગૃહમાં પલંગપર પડયો પડયો નિદ્રાદેવીની આરાધના કરી રહ્યો છે. મકાનની બહાર તથા અંદર પહેરા હોવા છતાં, પણ મધ્ય રાત્રિનો સમય હોવાથી કેટલાક પહેરાવાળા પણ નિદ્રાના આવેશમાં ઉભા ઉભા ઝોકાં ખાઇ રહ્યા છે.

મકાનની પાછળના ભાગમાં કંઇ આવોજ પ્રયત્ન ચાલી રહ્યો છે. લગભગ પંદરેક સશસ્ત્ર મનુષ્ય પાછલી દીવાલની પાસે ઉભા રહી કોઇના આવવાની રાહ જોઈ રહ્યા છે. દરેક જણ કાળા પોષાકથી સજ્જ થયેલા છે. એટલામાંજ એક મનુષ્યે આવીને હુકમ કર્યો—" બસ જલદી કરો, હવે વધારે સમય નથી."

એટલું સાંભળતાંજ દરેકે દરેક, સંકેત મુજબ મકાન ઉપર ચઢી ગયા અને ધીરે ધીરે કોઇ વચલા ખણ્ડમાં જઇ પહોંચ્યા, એવામાં દીવાના પ્રકાશને લીધે કોઇ પહેરાવાળાએ એક અજાણ્યા માણસને જોયો, તેને જોતાંજ તે એકાએક જોરથી ચોર ! ચોર ! કહીને બુમ પાડી ઉઠયો. બહારથી બીજા કેટલાક પહેરાવાળા ત્યાં આવી પહોંચ્યા, સર્વ એની તરફ ધસ્યા, રાજા રવીસેન પણ ઉંઘમાંથી જાગૃત થયો, અને તે પણ હાથમાં તલવાર લઇને બહાર નીકળ્યો.

એટલાં મનુષ્યોને પોતાની તરફ આવતાં જોયા છતાં પહેલાં આવેલો મનુષ્ય જરીક પણ ડર્યો નહીં, પણ ઉલટો જોરથી " હર હર મહાદેવ " નો પોકાર કરી ઉઠયો, અને પોતાનાં કાળાં વસ્ત્ર ઉતારી ફેંકી દીધાં. એકા એક બીજા લુંટારાઓ પણ હર ! હર ! શબ્દનો ધ્વનિ સાંભળતાં તરતજ ત્યાં આવી પહોંચ્યા અને તેમના હાથની નાગી તલવારો પણ ચમકવા લાગી. હવે એ લોક સાફ ઓળખાય છે કે એ કુમાર સ્વામી અને તેના સોબતીઓ છે !

કુમાર સ્વામી આગળ આવીને બોલ્યો—" રવીસેન શસ્ત્ર મુકી દે અને આત્મ સંરક્ષણ કર ! નહીંતો આજ તારો બચાવ થઇ શકે તેમ નથી, એજ સમયે એક તીર સનનનનન કરતું આવ્યું અને કુમાર સ્વામીના જમણા હાથમાં પેસી ગયું. એના હથમાંની તલવાર છુટી ભૂમિ ઉપર પડી ગઇ અને તે એકવાર બુમ પાડી ઉઠયો. તારની માફક એકાએક બીજું, તીજું, ચોથું, એ રીતે નીચેતો વર્ષાદ વરસી રહ્યો, પ્રત્યેક લુંટારાઓ તથા રવીસેનના સહાયકારીઓ વીગેરે ચકિત થઇ આમતેમ જોવા મંડી ગયા પણ કોઈ નજરે ચઢયું નહીં.

લુંટારાઓ ફરી ગર્જી ઉઠયા—" જય દુર્ગે !" અને તલવાર કાઢી રવીસેન ઉપર ઝાપટી. એજ વખતે બે ભૈરવી તથા પાંચ સાધુ હાથમાં ઉઘાડી તલવાર સહીત એક એક ત્યાં આવી પહોંચ્યા, અને લુંટારાઓ ઉપર કુદી પડયા ! કોણ જાણે એમનામાં શો ચમત્કાર

હતો કે એમનાં દેખતાંજ લુંટારાઓ જોત જોતામાં જીવ લઇને નાઠા અને જોત જોતામાં ગેબ થઇ ગયા. સાધુવૃન્દ પણ અંતર્ધ્યાન થઇ ગયું. રાજા રવીસેન અવાક થઇને તેમનાં મ્હોં જોતો રહ્યો!

---

## પંચદશ પરિચ્છેદ.

---

### શાન્તિ કુંન્જ.

---

વિન્ધાચળ પર્વત ઉપરના જંગલમાં એક સ્થાન છે, જ્યાં દેવીનું મંદિર, અને એની ચોતરફ ઘાડું જંગલ છે. એ સ્થાનનું નામ ભૈરવી શાંન્તિ કુંન્જ રાખવામાં આવ્યું છે.

આ વખતે આ શાંન્તિકુંન્જમાં, હમે એ ભૈરવીઓ, તથા આઠ સાધુઓને બેઠેલા જોઇ શકીએ છીએ. પ્રતાપ એ જગ્યાએ આ વખતે બેઠેલો છે. પ્રતાપનો વેષ અત્યારે પહેલાંના જેવો નથી. પરન્તુ પેલા આઠ સાધુઓની માફક તેણે પણ ભગવું વસ્ત્ર શરિરપર ધારણ કરેલું છે. બમ! બમ! હર! હર! શબ્દથી શાંન્તિ કુંન્જ ગાજી ગાજી ઉઠે છે.

**ભૈરવી**—પ્રતાપ! શોક ના કર, જેમ મનુષ્ય નિતિનો રસ્તો દૈવયોગે ભૂલી જઇ પુનઃ નિતિને રસ્તે જલ્દીથી આવી જાય છે; એ કંઇ ભૂલ કહેવાતી નથી; સમજ કે મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. તું જાણે છે કે આ જગત પણ ભૂલથીજ પેદા થયું છે. ઠીક! પણ પ્રતાપ, હવે તું મને સમજાવ તો ખરો કે સ્વામીજી રવીસેનની પાછળ આટલાબધા આદુ ખાઇને કેમ પડયા છે. તથા વીરસેનને અન્તીર્ધાન કરવાનું શું કારણ છે.

**પ્રતાપ**—મા! સ્વામીજીની પ્રકૃતિથી તો આપ પૂર્ણ રીતે માહીતગાર છો! એથીજ આપ સમજી લ્યો, કે એના પ્રત્યેક કાર્ય કેવાં થાય છે? અમે લોક ફક્ત એની આજ્ઞાપાલન કરીએ છીએ, અને તેના બદલામાં એ અમને જે કંઇ આપે છે, તેથી અમે અમારૂં તથા અમારા કુટુંબ પરિવારનું પાલનપોષણ કરીએ છીએ, રવીસેનની સાથે

વેર કરવાનુ કારણુ મને તો એટલુંજ માલમ પડે છે, કે વીરસેને પેલી કુમારીકાને બચાવાની ખાતર આવી એના બે મનુષ્યોને મારી નાંખ્યા, તથા શશિબાળા અને વિરસેનનો વીવાહ થવાનો હતો. સાથે સાથે એક વાત પણુ સાંભળી લ્યો, એટલા માટે કે કાઇપણુ રીતે શશિબાળા સ્વામીજીના હાથમાં આવે તો રવિસેનને મારી નાંખીને વીરસેનની સાથે તેનો વીવાહ કરવામાં આવે અને પછી વીરસેનને પણુ મારી નાંખીને, સ્વામીજી પોતે એ ગાદીના અધીકારી બને. બસ! સ્વામીજીના પ્રયત્નનું એજ કારણુ મારા સમજવામાં આવે છે!

**ભૈરવી**—ઠીક છે. મને પણુ એવુંજ જણુાય છે. ઠીક! પણુ તારાની સાથે સ્વામીજીનો શો સબંધ છે?

**પ્રતાપ**—મા! હવે એવી તુચ્છ વાતોનો ત્યાગ કરી, આજ્ઞા કરો કે હવે મારે શું કરવું?

**ભૈરવી**—ઠીક પ્રતાપ! પણુ તું એટલું તો કહે કે તું એ લુંટારાઓની સાથે કયારનો છે?

**પ્રતાપ**—જે વખતે મારી ઉમર દશ વર્ષની હતી, એ વખતે હું મારા પીતા તથા અન્ય મનુષ્યો સાથે આ તરફ આવ્યો હતો. ભાગ્ય યોગે જંગલમાં એક દીવસ રાત પડી ગઇ, મારા પિતા ગભરાવા લાગ્યા, એટલામાં એજ કુમાર સ્વામી પોતાના કેટલાક સોબતીઓ સહીત અમારા ઉપર તુટી પડયા, મારા પીતાનું મૃત્યુ થયું. સોબતીઓમાંથી કેટલાક મરી ગયા, તથા કેટલાક નાશી ગયા. એજ સમયથી હું આ નિર્દય નિંઘ કામમાં છું. કેટલાક દીવસ સુધી તો મારી એવી દશા હતી, કે મેં ખાવા પીવાનું સુદ્ધા ત્યજી દીધું હતું રોવા શીવાય મારે બીજું કંઇ કામ નહોતું. પણુ શોક ભલેને અસહ્ય અથવા ગમે તેટલો હોય, પણુ તે હમેશને માટે રહેતો નથી. તેવીજ રીતે મારો શોક પણુ દિન પ્રતિદિન ઓછો થવા માંડયો. સ્વામીજી પણુ એ વખતે મારી સાથે બહુજ સ્નેહથી વર્તવા લાગ્યા, ધીરે ધીરે હું પણુ એને એના કામોમાં મદદગાર બની ગયો. અને બાદ હું પોતે એ અત્યાચારી કામો કરવા લાગ્યો. કોણુ જાણે કેટલા નિરપરાધી મનુષ્યોના પ્રાણુ આ હાથોએ લીધા હશે. પણુ મા! હવે મારાં જ્ઞાનચક્ષુ તમારી કૃપાથી ઉઘડી ગયાં છે. ( રોતો રોતો ) હા! હા! મારી શી સ્થિતિ થશે. શું મારા અસંખ્ય અપરાધ તરફ

દયાનિધિ ક્ષમાનિ દૃષ્ટિથી જોશે? પ્રતાપનું હૃદય શોકથી ઉભરાઇ ગયું. નયન દ્વારા ચક્ષુધારા વહેવા લાગી, બહુજ નમ્રતાથી દીનભાવે બોલ્યો—"માતુશ્રી હવે ક્ષમા કરો! હવે એ વાતો યાદના કરાવો! હવે એ મારૂં પાષાણુ હૃદય નથી! હવે એ વાતોનું સ્મરણ કરવાની મારામાં શક્તિ નથી; હે પરમાત્મા......"

ભૈરવી—ઠીક! એટલું તો જણાય કે તારો વીવાહ થયો હતો કે નહીં? કોઇ દીવસ તેના ઘરની ખબર લીધી હતી.?

પ્રતાપ—હા! મારો વીવાહ આઠ વર્ષની ઉમરમાં થઇ ગયો હતો કોણ જાંણે અત્યારે તે કયાં હશે? કોણ જાંણે મારી સ્ત્રીને કેવી કેવી જાતની આપતો વેઠવી પડી હશે? કોણ જાંણે અત્યારે તે શું એ કરતી હશે? શું એવો કોઇ દીવસ આવશે કે તેને હું મળી શકીશ? હું એક વખત ઘર તરફ ગયો હતો, પણ ત્યાં કોઇ જણાયું નહોતું. પંદર વર્ષમાં કોણ જાંણે મારા ઘરની શું સ્થિતિ થઇ ગઇ હાલ તો ત્યાં મકાનનું નામ નિશાન નથી. અત્યારે તો પ્રારબ્ધની દશા કંઈ ઓરજ થઇ રહી છે. હા! વિધાતા, મને શા સારૂ જન્મ આપ્યો, જો જન્મ આપવો હતો તો આવાં દુષ્કર્મો કરવાનો સમય શા સારૂ આવ્યો પ્રભો!......

ભૈરવી—પ્રતાપ! હવે નકામો શોક શા માટે કરે છે?

ગઇગુજરી ભૂલી જા, સંસારમાં સર્વના દિવસો એકસરખા જતા નથી; ઇશ્વર અવશ્ય તને સહાય કરશે.

પ્રતાપ—ઠીક, હવે કહો કે શી આજ્ઞા છે?

ભૈરવી—હજુ દિવસનો એક કલ્લાક છે; તું અહીંથી સીધો પશ્ચિમ દિશા તરફ ચાલ્યો જા, થોડે છેટે જતાં એક મોટું વડનું ઝાડ આવશે, ત્યાં ચારે દિશા તરફ ચાર રસ્તા છે, તું ઉત્તર દીશા તરફ સીધે પગ રસ્તે ચાલ્યો જજે. આગળ જતાં એક નાનું મકાન દેખાશે ત્યાં જઇને ભોળા! ભોળા! કહીને બુમ પાડવી, પછી કોઇ માણસ બહાર આવી જાય તો તેને આ કાગળ આપવો, અને ઉત્તર લઇ તાકીદે આવીને મને મળવું હજુ મારે બહુજ કાર્ય કરવાનું છે!

પ્રતાપ પત્ર લઇને ઉઠી ઉભો થયો અને ચાલ્યો. એજ સમયે એક સ્ત્રી શાંન્તિકુન્જમાં મંદિરના પાછળના ભાગમાંથી નીકળી આવી અને ભૈરવીના પગ ઉપર માથુ રખી રોવા લાગી.

ભૈરવીએ તેને પ્રેમથી ઉઠાડી છાતી સાથે દબાવી, પોતાની બગલમાં દબાવી તેને આશ્વાસન આપતાં તેની સાથે વાતો કરવા લાગી.

**ભૈરવી**—રાત્રે કોઇ પ્રકારનું કષ્ટ તને નથી પડયુંને ?

**સરલા**—આપની કૃપાથી કંઈ કષ્ટ પડયું નથી; પણ મા ! હવે તો મારા ઉપર કંઇ કૃપા કરો. જ્યાં સુધી એ સ્ત્રીનું યથાર્થ નામ જાણવામાં આવ્યું નથી. ત્યાં સુધી તેને સરલા નામથી આલેખવામાં આવશે.

**ભૈરવી**—ઠીક, જરા રાહ જુઓ ! ( સાધુઓ તરફ નજર કરી છે ) હવે તમે સર્વે અહીંથી જાઓ અને કૃપા કરી એ વાતનો તાકીદે નિવેડો લાવો. કે ગઇ કાલ રાત્રે જે બનાવ બન્યો હતો તેથી લુંટારાઓ તથા રાજા રવીસેન ઉપર શો પ્રભાવ પડયો છે. તથા તારાની શોધમાં એ લોક શું કરવા ધારે છે ? હું અહીંજ રહું છું.

બધા સાધુ ઉઠીને ચાલતા થયા ! ભૈરવી સરલાની તરફ નજર કરી બોલી.

સરલા ! ધીરજ ધર જે રીતે ઇશ્વરે તને મારી પાસે પહોંચાડી છે. તેજ રીતે તને તારી ધારેલી વસ્તુ પરમેશ્વર મેળવી આપશે. પણ ઉતાવળ કરવાથી સંભવ છે કે તું તારા કાર્યમાં નિષ્ફળ જઇશ. તું જાણે છે કે તારે આ કષ્ટ શા સારૂ ભોગવવું પડે છે ? એ અવશ્ય પૂર્વે જન્મે કરેલા કર્મનું ફળ છે. એટલાજ માટે પરોપકાર રૂપી પ્રાયશ્ચિત કરીને એ પાપોને બાળી નાંખ પછી તને એ શુખ એવું મળશે. કે આ જન્મમાં કદિ આવ્યું નહિ થાય.

**સરલા**—નિઃસંદેહ હું માનું છું કે એ મારા પૂર્વ જન્મના કરેલાં પાપ કર્મોનુંજ પરિણામ છે. પણ મા ! શું હજુ સુધી આટલું બધું કષ્ટ ભોગવવા છતાં તેનું પ્રાશ્ચિત થયું નથી ?

**ભૈરવી**—ફક્ત ભગવાં વસ્ત્ર પહેરવાથી જેવી રીતે મનુષ્ય યથાર્થ સાધુ હરી શકતો નથી, એવીજ રીતે સ્વાર્થ ત્યાગ તથા પરોપકાર કર્યા સિવાય, કોઇપણ રીતે કરેલાં અનેક પહેલા કર્મોનું પ્રાયશ્ચિત થઇ શકતું નથી તે છતાં જો તને મારા વચનો પર પૂર્ણ શ્રદ્ધા છે. જો તું મારી અજ્ઞાનુ સાર કામ કરવાનું પસંદ કરતી હોય તો, હજુ અલ્પ સમય ધીરજ ધર, ઇશ્વર તને, અપૂર્વ સુખ આપશે, ઠીક હવે સન્ધ્યાકાળ થવા આવી છે. ભગવતિનું પૂજન કરવા તૈયાર થા. ”

---

## ષોડશ પરિચ્છેદ.

### શિયળ સંરક્ષણ.

વિન્ધ્યાચળ પર્વત ઉપર મઠના એક ભાગમાં શારદાને કેદ કરવામાં આવેલી છે. તેની નજદિક તેની સાહેલી રમ્ભા પણ આ સમયે બેઠેલી છે. બેઉની આંખમાંથી અશ્રુધારા વહી રહી છે. કોઇ પણ પ્રકારની ચીન્તા ઉભયને આ સમયે સતાવી રહી છે.

**શારદા**—રમ્ભા ! હવે તો જીવન વિસર્જન કરવું એજ સારૂં છે. નીરાશા પછી આશાલતા પુનઃ પ્રફુલ્લીત થઇ રહી હતી, પણ ઇશ્વરે મારા ઉપર કૃપા ના કરી. હવે, આ દુઃખ સહન થતું નથી, હવે પ્રાણ ત્યાગ કરવો એજ સર્વથા શ્રેયસ્કર છે. પણ હા ! શું પ્રાણ ત્યાગ કરવાથી, એ મહાનુભાવના સ્વર્ગમાં દર્શન થશે, કે જેને હું મારૂં તન, મન સમપૂર્ણ કરી ચૂકી છું. ? ના, ના, હવે તો આ પૃથ્વી એજ મારે માટે સ્વર્ગ છે. મરીને પરલોકમાં જવાથી, તેનાથી ઉલટી વધારે દૂર જતી રહીશ; પરંતુ કદી જો આ સંસારમાં તે અને હું રહીશ તો સંભવછે કે કોઇને કોઈ દિવસ હું તેને મેળવી શકીશ. તેનાં દર્શન કરી પાવન થઇશ, અને તેના પવિત્ર પદપંકજની સેવા કરી, આ તુચ્છ જીવનને સાર્થક કરીશ. પણ હાય ! આજ એ મારા નીયમીત દીવસો પુરા થશે, આટલા દીવસ જુઠું સમજાવીને, અને વ્રતનું બ્હાનું કાઢીને જેવી રીતે મારા સતિ ધર્મનું મેં રક્ષણ કર્યું છે. હવે એને સાચવવું એ ભારે કામ છે, આજજ એ છેલ્લો દિવસ છે. અને આજેજ એ દુરાત્મા, કુમાર સ્વામી અહીં આવીને અવશ્ય મારો ધર્મ ભંગ કરવાનો ઉદ્યોગ કરશે. પ્રભો ! કરૂ-ણાકર ! મને હવે માત્ર તારોજ વિશ્વાસ છે, તારા સિવાય અત્યારે એવું કોઇ મારૂં નથી, કે જે મને સહાય કરે, તો શું સ્ત્રી ધન પતિવ્રત ગુમાવી આ સંસારમાં જીવવું એ ઉચીત છે ? શું એવું સતિત્વરત્ન ગુમાવીને આ પામર પિશાચ જેવા નિચ લુંટારાની સ્ત્રી થઇ રહેવું એ

ઉચીત છે ? નહીં ! નહીં ! એમ કેમ બને. શુદ્ધ ક્ષત્રિય કુમારીકા, એમ નથી કરી શકતી ! તારે હવે શું કરવું જોઇએ ? હા ! હવે તો આત્મ હત્યા શિવાય બીજો એકે સુગમ પંથ મારે માટે નથી જણાતો. (છરો કાઢીને) બસ, હવે આજ શસ્ત્ર મને સહાય કરશે. આજ છરો મારો સહાયક છે. કોણ જાણે મને સહાય કરનાર ભૈરવી આ અણીના વખતે ક્યાં ચાલી ગઇ. આજ કેટલા દિવસ થયા તે પણ જોવામાં આવી નથી ! ઠીકજ છે ! તેને શું ખબર કે આ વખતે હું ક્યાં છું ! હું પહેલાં જે સ્થળે રહેતી હતી તે તો તેણે કોઇપણ પ્રકારે શોધી કાઢયું હતું, પણ હવે તો એ ભેદ પણ ઉઘડી ગયો છે. એ ભેદની સ્વામીજીને ખબર પડી ગઇ. દુર્દૈવે, છીદ્ર પાડેલી દિવાલ બતાવીને મારો ભેદ પ્રકટ કરી દિધો. એજ દિવસથી સ્વામીજીને મારા ઉપર સંદેહ આવવા લાગ્યો, અને તેજ દીવસથી બહાર નીકળવાનું પણ મારે માટે બંધ થઇ ગયું. હવે તો આ કેદખાનામાંથી બહાર જવાનો પણ મને અધીકાર નથી, એટલી પણ ખબર નથી કે આ કોટડીની બહાર શું છે; આ સ્થાન ક્યાં આગળ આવેલું છે, તથા હવે મારે માટે શી રચના રચાય છે ! વ્હાલી રમ્ભા ! સત્વર કહે કે હવે શું કરવું જોઇએ ?

**રમ્ભા—**શારદા ! તમને ધન્ય છે ! ધન્ય ! તમારા વિચારને; હુ તમારી એક તુચ્છ દાસી છું. હું શું બતાવું ! હું પણ તમારી માફક પકડાએલી છું, જે દિવસે તમે અહીં આવ્યા, ત્યારથી તીજે કે ચોથેજ દિવસે મને પકડી આણેલી છે. જ્યાં મારા ઉપર આ લુંટારાઓએ અત્યાચાર કર્યો હતો, એજ જગ્યાએ માતા ભૈરવી મને આવી મળી હતી અને તેમનીજ સહાયથી હું મારૂં જીવન આ સ્થળે ટકાવી શકી છું, તેમણે એ વખતે મને ઇશારાથી કહ્યું હતું– "ઇશ્વર તને બચાવશે" દૈવયોગે એ વખત ભૈરવી ઉપર કોઇની દ્રષ્ટિ પડી નહીં; અને એજ કારણથી આ ભેદ ઉઘડી શક્યો નહીં. ફરી એક દીવસ માતુશ્રી ભૈરવી મને એ વખતે મળી હતી, જે વખતે હું અહીંયાં કારાગૃહમાં એકલી બંદિવાન હતી અને તેનીજ આજ્ઞાથી મેં સ્વામીજીની સાથે રહેવાનું સહર્ષ વીચાર્યું હતું. પરન્તુ ઇશ્વરે આજ સુધી મારો ધર્મ સાચવ્યો છે, સ્વામીજીને પણ મારા ઉપર વીશ્વાસ હતો. જ્યારે જ્યારે એમને કુપથપર ચલાવા પ્રયત્ન કરતા ત્યારે હું

આત્મહત્યાનો ભય બતાવી મારો ધર્મ બચાવી લેતી હતી. ધીરે ધીરે સ્વામીજી મારા ઉપર વિશ્વાસ રાખવા લાગ્યા અને હું પણ તમારી સાથે રહી પ્રસન્ન રહેવાથી સર્વ દુ:ખ વિસરી ગઇ હતી, તમારાજ પ્રેમને લીધે હું અહીંથી કદિ નાસી ગઈ નથી; અને જેવી રીતે તમારો ભેદ ઉઘાડો પડી ગયો. તેવી રીતે મારો પણ ઉઘડી ગયો છે. આપણે બેઉ પણ હવે સ્વતંત્રતાથી એકબીજાની સાથે માહીતગાર થઇ ગયા છીએ. અસ્તુ! **ઇશ્વરેચ્છા બલિયસી.** જેટલા દીવસ દુ:ખ ભોગવવાનું લખ્યું છે, તેટલા દિવસ ભોગવવુંજ પડશે, ધભરાવાથી શું થાય તેમ છે, આત્માહત્યા કરવી એ કેવળ વ્યર્થ છે; ધીરજ ધરો, અવશ્ય ઇશ્વર સહાય કરશે.

શારદા—પણ હવે બીલકુલ આશા નથી, મને માત્ર એજ ડર છે કે આજ કેવિ રીતે હું મારો ધર્મ સાચવી શકીશ! હવે મરવા સીવાય બીજો કોઇ ઉપાય નથી!

"નહીં નહીં મરવાનું કંઇ કારણ નથી! એક વખત વચન તો પુરૂં કરો."

કહેતા કુમારસ્વામી બારણામાં આવી પહોંચ્યા.

વ્યાઘ્રની સન્મુખ પતિત મનુષ્યોની જેવી દશા થઈ જાય છે, તેવી દશા આ વખતે શારદા અને રમ્ભાની થઇ. સ્વામીજી સન્મુખ આવીને બોલ્યા,–કહે કે હવે શો વિચાર છે? હવે તો વ્રત સમાપ્ત થઇ ગયું? હવે મારી અભીલાષા પૂર્ણ કર અને સુખચેનમાં દિવસ ગુજાર!

શારદાએ તેને કંઇપણ જવાબ આપ્યો નહીં, અને ચુપચાપ નીચું જોઇને બેસી રહી.

કુમારસ્વામી ફરીથી બોલ્યા–"કહે કે શો વિચાર છે, કહે; સત્વર જવાબ આપ?" પણ શારદાએ કશો પ્રત્યુત્તર આપ્યો નહીં. એ છાનીમાની બેસીજ રહી.

સ્વામીજીએ ફરી પ્રશ્ન કર્યો—"શારદા! આ તરફ નજર કર, આ છેલ્લો દિવસ છે, આજતો હું તને જવા દઉ છું. પણ આગળ જો કદિ તું આવી રીતે કરીશ તો સમજી લે કે તારા બુરા હાલ થશે, કહે હવે તારો શો વિચાર છે?"

આટલું સાંભળતાં, શારદાને કંઇક ક્રોધ ચઢયો. તેણે ગંભિર સ્વરે જવાબ આપ્યો–" સ્વામીજી દયા કરો, આપ અહીંથી પધારી જાઓ, તમે નિશ્ચય જાણજો કે શારદાના આ શરિરમાં પ્રાણ છે ત્યાં સુધી પોતાના સતિત્વ રત્નને કે જે સ્રીયોના યથાર્થ પ્રાણ તુલ્ય છે તેને નષ્ટ નહીં જવા દે ! સ્રીયોને માટે સતિત્વ એજ તેનું ધન છે ! એજ તેનું જીવન છે ! જે સ્રીએ પોતાના સતિત્વની રક્ષા કરી નથી તે પતિત થઇને ઘોર નર્કમાંજ જન્મ જન્માંતર દુઃખી થવાની ! આપ નિશ્ચય માનજો, કે જે પોતાના માન, સન્માન તરફ દુર્લક્ષ્ય ધરાવે છે, તેની બહુજ બુરી દશા થાય છે. ( ક્રોધથી ) કુમારસ્વામી ! તું શા માટે સ્વામીના નામને નષ્ટ કરી રહો છે ! સંભાળ, હજુ પણ સંભાળ ! જા નહીંતો તારી બુરી દશા થશે ! જ્યાં સુધી શારદા જીવતી છે ત્યાં સુધી તેના શરીરને તલમાત્ર પણ સ્પર્શ કરવાની શક્તિ કોનામાં છે ? મુર્ખ મારી નજર આગળથી દૂર થા !

સ્વામી—( ક્રોધથી ) બસ ચુપ રહે, નહીંતો આજેજ તારી બુરી દશા કરીશ. જોઉંછું કે તને કોણ બચાવે છે !

એટલું કહીને કુમારસ્વામી આગળ વધવા જતા હતા. પણ એટલામાં શારદા છરો બહાર કાઢી ખસી જઇ દુર ઉભી રહી. સીંહણની માફક ગર્જના કરતી બોલી બસ દૂર થા ! આજથી તારૂં કાળું મ્હોં મને બતાવીશ નહીં ! નહીંતો આ છરો તારા આત્માનું બલીદાન લેશે !

એ જોઇને કુમારસ્વામીએ જોરથી તાળી પાડી અને એજ ક્ષણે બે માણસો આ તરફ આગળ ચાલ્યા આવતા જણાયા.

---

## સપ્તદશ પરિચ્છેદ.

### અદ્દશ્ય મૂર્તિ.

---

બાળકની બતાવેલી પેલી કોટડીમાં, વીરસેન છાનોમાનો ચીન્તામગ્ન સ્થિતિમાં બેઠેલો છે. એક અદ-

વાડીઆ કરતાં વધારે દીવસ થઇ ગયા પણ હજુ એ બાળકનો કંઇ પત્તો નથી. સમય થતાં એક માણુસ હમેશાં તેને ખોરાક આપી જાય છે, જે બહેરા મુંગાની માફક તેના પ્રશ્નોનો કંઇ પ્રત્યુત્તર આપતો નથી, વીરસેનની દશા ચીન્તાને લીધે દીન પ્રતિદીન ખરાબ થતી જાય છે. એ કેટલાએ વિચાર કરે છે. પણ એને આ રહસ્યની કંઇ સમજણુ પડતી નથી. તેને બહાર કાઢી સ્વતંત્ર કરી શકવાની શક્તિ જો ભૈરવીમાં છે તો તે શા માટે હજુ સ્વતંત્ર કરતી નથી. વીરસેન પોતાના મનથીજ વીચાર કર્યા કરે છે, હવે અહીંથી ચાલ્યું જવું જોઇએ! હવે અહીં રહી શકાય તેમ નથી. કોણ જાણે પીતાજી ઉપર કેવી કેવી વિપત્તિઓ આવી પડી હશે? એ કેવી સ્થિતિમાં હશે? મારા વિયોગમાં એમને કેવાં સંકટ સહન કરવાં પડયાં હશે? બીજું શશીબાળાના પણ કંઇ સમાચાર મળતા નથી, હવે અહીં રહેવું તદ્દન અનુચીત છે.

એજ સમયે કેટલાંક માણુસોના પગરવ તેણે સાંભળ્યા, એ ધ્યાન માંડીને સાંભળવા લાગ્યો. સમજાયું કે જે કોટડીમાં અત્યારે એ છે તેજ કોટડી તરફ કેટલાક માણુસો આવે છે. વીરસેને ઝડપથી ઉઠીને દરવાજો બંધ કરી દીધો અને દરવાજાની પાસે ઉભા રહીને સાંભળવા લાગ્યો, હવે એને નિશ્ચય થયો કે કોઇ માણુસો અહીંજ આવે છે. તેણે દીવો રાજ કરી દીધો, કોટડી ઘનઘોર અંધકારમય બની ગઇ.

એજ સમયે જે કોટડીમાં પોતે કેદ છે તેજ કોટડીના દરવાજા આગળ આવીને પેલા આવનાર માણુસો ઉભા રહ્યા. એક બોલ્યો,–કાલ સાંજેજ મેં વીરસેનને આ કોટડીમાં જોયો છે. અને તે નિસંશય એમાંજ છે. એ અવશ્ય આ કોટડીમાં છુપાઇનેજ બેઠો છે.

**બીજો**—તો, એ કોટડીનું તાળુ ઉઘાડી નાંખો.

**પહેલો**—ચાવી ક્યાં છે? મહારાજ! આ કોટડીનો દરવાજો ઉઘાડી નાંખે વીરસેન ત્યાંજ લપાઇને બેઠો છે.

**ત્રીજો**—મારી પાસેથી ચાવી ખોવાઇ ગઇ છે. દરવાજો તોડી નાંખો.

હવે વીરસેનને સ્પષ્ટ માલમ પડયું કે એ શબ્દ કુમાર સ્વામીનાજ છે.

હુકમ થતાંજ કમાડો ઉપર હથોડાના ઘાંણુ પડવા લાગ્યા, કમાડ

પણ ચઇડ, ચઇડ બોલવા લાગ્યાં. જણાય છે કે, હવે કમાડ ભાગવામાં બીલકુલ વાર નથી.

આ તરફ વીરસેનની દશા ધીરે-ધીરે ભયને લીધે ખરાબ થવા માંડી. ક્ષણે ક્ષણે પકડી જવાનો ભય તેને વધવા લાગ્યો. અંધકારમાં ઉભે ઉભે વીરસેન પોતાના ભાગ્યને ધીક્કારવા લાગ્યો. એટલામાં જ એક વિચિત્ર ઘટના થઇ, કોઇએ ધીરે-ધીરે આવીને વીરસેનનો હાથ પકડયો. વીરસેન ભયથી વળી વધારે વિહવળ બની ગયો; એનાં ગાત્ર શીથીલ થઇ ગયાં, આવનારે વીરસેનનું કાંડુ પકડયું અને ખેંચતાં ખેંચતાં એને એક બાજુ કેટલે દૂર સુધી લઇ ગયો. વીરસેન કાષ્ટ પ્રતિમાની માફક એની પાછળ પાછળ જવા લાગ્યો, મૂર્તિ કેટલાક દરવાજા ઓળંગતી ઓળંગતી વીરસેનનો હાથ પકડી એને કેટલે દૂર લઇને નીકળી ગઇ, આગળ જતાં વીરસેનને ઠંડી શીતળ હવાનો સ્પર્ષ થવા લાગ્યો, અહીંયાં ઘણા દીવસથી એને એવી શાંન્તિદાયક હવાનો સ્પર્ષ થયો નહોતો, વળી થોડે છેટે જરીક આગળ જતાં વીરસેન એક ખુલ્લા :મેદાનમાં જઇ પહોંચ્યો, તારા મંડળના પ્રકાશને લીધે તે કંઈ જોઇ શકયો, કે એને લઇ આવનારી મૂર્તિ શ્યામ વસ્ત્રથી સુસજજીત છે.

**મૂર્તિ ગંભીર સ્વરે બોલી**—વીરસેન, એમ ના સમજીશ કે હજુ તું બીલ્કુલ સ્વતંત્ર થઇ ગયો છે, હજુ તારે બહુજ કામ કરવાનાં છે, જો-મારી વાતોને ધ્યાન દઇને સાંભળ. જો કે તું અત્યારે સ્વતંત્ર છે, આ સ્થળે તારો કોઇપણ શત્રુ નથી, તથાપી તારે પગલે પગલે તારા સામે આફતો રહેલી છે, ભુલે ચુકે પણ તારે તારા ઘર તરફ જવું નહીં, હવે તારો પિતા વિન્ધ્યાચળમાં નથી, પણ તે મીર્જાપુરમાં રહે છે, એની પાછળ પણ લુંટારાઓની ટોળી ફર્યાજ કરે છે, સંભવ છે કે એ થોડા વખતમાંજ પકડાઇ જશે. એના મકાન ઉપર પણ જેટલાં નવાં માણસો રાખવામાં આવ્યાં છે એમાંથી કેટલાએ કુમાર સ્વામીના સાગરીત છે. છતાં પણ ત્યાં જવું વ્યર્થ છે, તું આ સ્થળેથી સીધો પશ્ચિમ દીશા તરફ ચાલ્યો જજે, લગભગ બે એક ગાઉ ગયા પછી તને એક ખંડેર મકાન જણાશે; આજનો આખો દીવસ તું ત્યાંજ ગુજારજે, સન્ધ્યા સમયે હું તને ત્યાં મળીશ. યદી જો કોઇ માણસ ત્યાં આવી ચઢે અને પુછે કે તું કોણ છે તો તારે "રણવીર" નામ જણાવવું, અને કહેવું કે હું વીરબાહુનો માણસ છું; લે આ તલવાર, અને સંકટ સમયે એનાથી તારી જાતનું રક્ષણ કરજે.

મૂર્તિએ એટલું કહીને તલવાર વીરસેનના હાથમાં આપી, વીરસેને તલવાર લઇને નમ્ર ભાવે પુછયું—આપની કૃપાને માટે હું આપને શહસ્ત્રવાર ધન્યવાદ આપું છું. પણ કૃપા કરી હવે મને આજ્ઞા આપો, તો ઘેર જઇને મારા પીતાજીની રક્ષા કરૂં.

**મૂર્તિ**—તારા કરતાં તારા પીતાની ચીન્તા મને અધિક છે. હું હવે ત્યાંજ જઉં છું. તું નિશ્ચિંત રહે, અને મારૂં કહ્યું માનીને અહીંજ રહે, નહીંતો પાછો ફરીથી પકડઇશ.

**વીરસેન**—મહારાજ! શું આપ સન્ધ્યા સમયે જરૂર અહીં આવશો?

**મૂર્તિ**—અવશ્ય; તારે સન્ધ્યાકાળ સુધી મારી રાહ જોવી, અને કદાચ જો ના આવું તો સમજવું કે વળી કોઇ નવી આફત આવી પડશે, અને તરતજ તારે એ મકાનને છોડી દૂર ચાલ્યા જવું. તારી રક્ષા કરજે, હું સંધ્યા સમયે અવશ્ય આવીશ, બસ હવે ચાલ્યો જા. વિલંબ કરવાથી હું કદાચ બરાબર વખતે તારા પીતાની પાસે ના જઈ શકું! અને સંભવ છે કે લુંટારાઓ તેને પકડી લે.

વીરસેન એટલું સાંભળતાંજ એ મૂર્તિના જણાવેલા સ્થાને જવા નીકળ્યો, અને વીરસેનના ગયા પછી, ઉક્ત મૂર્તિએ એક જોરથી સીટી વગાડી, તરતજ કેટલાંક માણસો આમતેમથી નીકળી આવ્યાં, અને બોલ્યાં,—મહારાજ, આજ્ઞા?

**મૂર્તિ**—તમે લોકો હવે મીર્જાપુરમાં રવીસેનના મકાન તરફ ચાલ્યા જાઓ. થોડીવાર થઇ કુમાર સ્વામીએ વીસ માણસો એ તરફ મોકલેલાં છે. ભૈરવીને આ સમાચાર કહી, તમે તાકીદે ત્યાં જાઓ; હું પણ થોડીવારમાં ત્યાં આવી પહોંચું છું.

મૂર્તિની આજ્ઞા પ્રમાણે સર્વે ત્યાંથી ચાલ્યા ગયા; આ બાજુ મૂર્તિ એક પથ્થરની શીલા ઉપર બેસી કંઇક વિચાર કરવા લાગી, વળી પાછી બેઠી થઇ એક દીશા તરફ રવાના થઈ.



## અષ્ટાદશ પરિચ્છેદ.

### રવીસેનનું કેદ થવું.

આજ રાજા રવીસેનના આત્માને કંઇ ચેન નથી પડતું. આજ પ્રાતઃકાળેજ કોઈ જાસુસે આવીને વીરસેન વિન્ધ્યાચળ ઉપર મઠમાં કેદ હોવાના સમાચાર જણાવ્યા છે. બસ ! આટલા સમાચાર સાંભળતાં રાજા રવીસેનના નીરાશ હૃદયમાં આશાનો કંઇક સંચાર થયો. શત્રુથી બદલો લેવાની ખાતર તેની દક્ષીણ ભુજા ફરકવા માંડી, પુત્રને મળવાના આનંદમાં હૃદયપૂર્ણ પ્રફુલ્લીત થઇ રહ્યું છે. યુદ્ધને માટે સૈન્યની તૈયારીઓ થઇ રહી છે. જાસુસે એ પણ સમાચાર કહ્યા છે કે લુંટારાઓની ટોળી બહુજ થોડી છે એટલે લગભગ પચાસએક માણસોની છે. એટલાજ માટે રાજા રવીસેને સો કરતાં વધારે સૈનીકોની આવસ્યકતા ધારી નહીં. ઉકત સો મનુષ્યોનો કાફલો છુપી રીતે વિન્ધ્યાચળ પર્વત ઉપર જશે, અને રાત્રે એકાએક લુંટારાઓ ઉપર હુમલો કરશે.

અત્યારે સન્ધ્યાકાળનો સમય થયો છે. ધીમે ધીમે અન્ધકાર વધે જાય છે. આજ અમાવાસ્યાની અંધકારમયી રજની છે. આકાશ પણ કાળી ઘટાથી ઘેરાયેલું છે, રાજા રવીસેનનું સૈન્ય તૈયાર છે. એઓ સર્વ, શ્યામ વસ્ત્રમાં છુપાતા ધીરે ધીરે શહેરની બહાર ચાલ્યા જાય છે. એ પહેલેથીજ નીયત કરવામાં આવ્યું હતું, કે, જ્યાં સુધી તેમણે એટલે બીજા પચાસ મનુષ્યોએ, પહેલાં નીયત કરેલા મુકામે રાજા રવીસેન પોતાના પચાસ સાથીઓ સહીત નિશ્ચય કરેલા સ્થાનપર જઇ પહોંચે નહિ ત્યાંસુધી રહેવું. રાજા સાહેબ બરાબર સમયે ત્યાં જઇ પહોંચ્યા, અને તેમની મણ્ડળી પણ ધીરે ધીરે ઉપર ચઢવા લાગી પેલો જાસુસ આ લોકોને રસ્તો બતાવે જતો હતો.

રાતના બે વાગ્યાનો સમય હશે, જે સમયે આ મણ્ડળી મઠના દરવાજા નજીક જઇ પહોંચી. જાસુસે દરવાજો ઉઘાડયો, રાજા રવીસેને સ્વયં પોતાના પચાસ સાથીઓ સહીત અંદર પ્રવેશ કર્યો. બીજા પચાસ મનુષ્યોનું દળ, રક્ષાને માટે બહારજ રાખવામાં આવ્યું છે.

આ લોક નિર્વિઘ્ને મઠના આંગણામાં પહોંચી ગયા, રસ્તામાં એક પણ મનુષ્ય તેમના જોવામાં આવ્યો નહીં. જ્યાં સુધિ એ લોકો મઠના આંગણામાં પહોંચ્યા ત્યાંસુધી સર્વ શાંન્ત હતું, એક બત્તી સુદ્ધાં સળગતી નહોતી.

અચાનક આંગણા સામેના પાંચેક દરવાજા ઉઘડી ગયા, અને લગભગ પચાસ લુટારાઓ હાથમાં ઉઘાડી તલવાર સહીત, વીર પોષાકમાં બહાર નીકળી આવ્યા, એમને દેખતાંજ રાજા રવીસેને પોતાના માણસોને લલકાર્યા, ચેતાવ્યા પણ ત્યાંતો પચાસ સૈનીકોમાંથી લગભગ વીસેક માણસો તલવાર લઇને આગળ વધ્યા, અને બીજા ત્રીસ દોડતા લુંટારાઓની મણ્ડલીમાં સામેલ થઇ ગયા. આ દ્રષ્ય જોતાંજ રાજા રવીસેનની સ્થિતિ બદલાઇ ગઇ, તેના પક્ષકારો હતા તે પણ ગભરાઇ ગયા.

સ્વામીજી આવ્યા અને લુંટારાઓની આગળ આવીને બોલ્યા:—"રાજા રવીસેન ! હવે પણ કંઇ સમજણ પડી કે નહીં. તું જાણે છે કે મારો અધિકાર કેટલો મોટો છે ? (સૈનીકોની તરફ નજર કરીને) કદી જો તમને તમારા પ્રાણની પરવા હોય, તો શસ્ત્ર અહીં મુકી મુકીને ચાલ્યા જાઓ."

લુંટારાઓની આટલી બધી મણ્ડળી દેખી બધાનાં ગાત્ર શીથીલ થઇ ગયાં, રાજા રવીસેનના પ્રત્યેક નવા રાખેલા સિપાહીઓ પોતપોતાના પ્રાણ બચાવવાની ખાતર નાશી ગયા; રાજા રવીસેનના જે જુના સાથી અથવા બહુજ દીવસથી નોકર હતા તે લોકો પ્રાણાર્પણ કરવાને તૈયાર થઇ ગયા.

એજ સમયે રાજા રવીસેને તેઓને બુમ મારીને કહ્યું:—વ્યર્થ પ્રાણ ના ગુમાવો ! જાઓ મારા ઘરની રક્ષા કરો ! પણ એ લોકોએ માન્ય કર્યું નહીં અને ઉલટા જોરથી લુંટારાઓની ઉપર તુટી પડયા. રાજા રવીસેન પણ તરવાર કાઢી એ લોકોને સાથે લઢવાને તૈયાર થઇ ગયો; લજ્જાવશ થઇને કેટલાક નવા રહેલા નોકરો પણ એમાં સામેલ થયા. પણ આ યુદ્ધ ક્ષણ માત્રમાં સમાપ્ત થઇ ગયું. સર્વ લુંટારાઓને હાથે બંદીવાન થઇ ગયા. અને જે બચી ગયા તે પોતાના પ્રાણ બચાવીને નાશી છુટયા.

સ્વામીજી ફરીથી બોલ્યા:—"બળવાન મનુષ્યોનો! એ ધર્મ નથી

કે દુઃખી લોકોને સતાવવાં (પોતાના સાથીઓ તરફ નજર કરી રાજા રવીસેનના નોકરોને બતાવીને) એઓને હવે બહાર કાઢો."
સ્વામીજીની આજ્ઞા થતાંજ કેટલાક લુંટારાઓ આગળ વધ્યા અને રવીસેનના નોકરોને બહાર કાઢી આણ્યા. ફક્ત રાજા રવીસેન અને તેના મંત્રી રવીદત્તનેજ બંદીવાન રાખવામાં આવ્યો હતો. એ વખતે પેલો જાસુસ સ્વામીજીની સન્મુખ આવીને બોલ્યો! બહારનાં મનુષ્યોને પણ સખ્ત પહેરા નીચે રાખવામાં આવ્યાં છે. હવે શી આજ્ઞા છે?

એ લોકોને મુક્ત કરો અને સમજાવી દયો કે આ બીના કોઈની આગળ પ્રકટ કરવી નહીં, અને તેમ થયેલું જો કદિ જાણુવામાં આવશે તો તેમના પણ પ્રાણ લેવામાં આવશે! (રવીસેન તરફ દષ્ટી ફેંકીને) એને કેદખાનામાં લઈ જાઓ, અને વીરસેનની તાકીદે ખોળ કરીને આનો તાકીદે નીવેડો કરી નાંખવાની જરૂર છે. કહીને સ્વામીજી ચાલ્યા ગયા!

રાજા રવીસેન તથા રવીદત્તને ચાર માણસો પકડી કેદખાના તરફ લઇ ગયા, અન્ય પોતપોતાના સ્થાનપર વીદાય થયા.

આ તરફ નાશી છુટેલા મનુષ્યો ત્યાંથી કેટલે દૂર નીકળી ગયા કે પેલી ભૈરવી તથા તેની સાથે બે યોગીનીઓ તેઓની સન્મુખ આવીને ઉભી રહી. ભૈરવી આગળ આવીને બોલી—"તમે લોકો ક્યાં ગયા હતા અને અત્યારે ક્યાં જાઓ છો?

અંધકારમય રજનીમાં, આ દળમાં વધારે માણસ હોવા છતાં ફકત એકજ મશાલ જણાતી હતી. ચારે બાજુ ઘનઘોર જંગલ હતું, સર્વની પાસેથી શસ્ત્ર સ્વામીજીએ ખુંચાવી લીધાં હતાં, એઓ નિઃશસ્ત્ર થઇને જતા હતા. એવી સ્થિતિમાં ભૈરવીનો આ પ્રકારનો આવિર્ભાવ જોઇને બધા ડરી ગયા, અને કોઇથી કંઇપણ ઉત્તર આપી શકાયો નહી, બસ ચુપચાપ એકીટસે ભૈરવીના સામું જોતા સર્વ ઉભાજ રહ્યા.

ભૈરવીએ પુનઃ ગંભીર શબ્દથી પ્રશ્ન કર્યો—ઉત્તર કેમ આપી શકતા નથી? સાચું કહો તમે લોકો અત્યારે ક્યાંથી આવો છો? બ્હીવાની કંઇપણ જરૂર નથી.

એમાંથી એક જણ આગળ આવીને બોલ્યો—"મા આજ એક મહા રીષ્ટગૃહમાંથી અમે બચીને આવ્યા છીએ. કદી જો પરમાત્માની અવકૃપા થઇ હોત તો આજ હમારા લોકોના જાન બચી

શકત નહીં, આજ અમે પુરેપુરા ફસાઇ ગયા હતા, આજ હમે અવસ્ય એ લુંટારાઓને હાથે......

**ભૈરવી**—હેં ! લુંટારાઓને હાથે ! ! કયાં ? કયાં ?

**મનુષ્ય**—આજ અમે લોકો રવીસેનની સાથે લુંટારાઓ સામે લડવાને, અને વીરસેનને છોડાવાને માટે આવ્યા હતા. કોણ જાણે કયાંથી અમારામાં લુંટારાઓની ટાળીમાંના લગભગ ત્રીસેક માણસો આવીને મળી ગયા હતા, અને આજેજ સવારે એમણે વીરસેનને કેદ થવાના સમાચાર રવીસેનને કહ્યા હતા, તેથીજ રવીસેન મહારાજે કેટલાએક બહારના મનુષ્યો બોલાવીને રાખ્યા, અને એમને સાથે લઇ આજ બે વાગે રાતે અમે મઢમાં આવ્યા, એ કોઇએક જાણુ-ભેદુનાંજ કારસ્તાન હતાં. માતુશ્રી અમારા લોકો પાસેથી શસ્ત્ર ઝુંટવી લઈ, દયા કરીને અમને છોડી મુકયા છે.

**ભૈરવી**—અને રવીસેન ?

**મનુષ્ય**—એ પકડાઇ ગયા છે. તેની સાથે તેમના પ્રધાન રવી-દત્ત પણ છે !

એટલું સાંભળતાંજ ભૈરવી શોક સમુદ્રમાં ડુબી ગઈ. બહુજ વાર પછી બોલી, રવીસેન ભુલી ગયો, એ જાણભેદુ નહીં પણ લુંટારા હશે, અસ્તુ, હવે આપણે શું કરી શકીએ ? ઠીક, તમે લોકો જાઓ અને ધ્યાન રાખો કે આ બાબત કોઇની આગળ પ્રકટ ના થાય નહીં તો લુંટારાઓ અવસ્ય તમારા લોકોના જાન લેશે ! હવે એ બાબતને ભુલી જાઓ અને છાનામાના ઘેર જઇને બેસો.

ભૈરવી એટલું કહીને ઉતાવળથી એક બાજુ રવાના થઈ ગઈ. પેલા સર્વ મનુષ્યો પણ પોતાના કર્મ ઉપર પસ્તાતા પસ્તાતા પોત-પોતાના ઘેર ચાલ્યા ગયા.

---

## એકોન્વિંશત્ પરિચ્છેદ.

---

## ભાગીરથીમાં ભૈરવી મંડળ.

---

અત્યાર સુધી વરસાદે ઘડીભર વિશ્રાંન્તિ લીધા શીવાય વર્ષાજ કર્યું છે, જુવો ! આજ ક્ષણે વરસાદ બીલકુલ બંધ

ધો છે. આકાશ નિર્મળ બની ગયું છે. ભગવાન શિતરશ્મિ પોતાની સંપૂર્ણ કળાઓથી પહાડ જંગલ, મેદાન, નગર, ઇત્યાદી સર્વ સ્થળને પૂર્ણ રીતે પ્રકાશિત કરી રહ્યા છે. જગજ્જનની ભાગીરથીના ઉન્મત્ત તરંગો ઉછાળા મારી રહ્યા છે. વર્ષાદના દીવસ હોવાથી ભાગીરથીની પડતી, નીકળતી વહેતી ધવલ ધારા બહુજ પ્રબળ દ્રષ્ટીગોચર થાય છે. જો કે ભાગીરથીમાં અત્યારે રાતના સમયે નાવ લઇ જવું એ કઠીન કામ છે, તથાપી કોઇ એક માછી વિન્ધ્યાચળ તરફથી મીર્ઝાપૂર તરફ ઘણીજ ઉતાવળી ગતીથી નાવ હંકારી રહ્યો છે. નાવમાં ચાર પાંચ માછીઓની વચમાં વળી કોઇ અન્ય મનુષ્ય બેઠેલું જણાય છે, પ્રત્યેક જણે ભગવાં વસ્ત્ર શરિરપર ધારણ કરેલાં છે. અને એ સર્વની આગળ ચીપીઆ અને કમંડળ પણ આ સમયે પ્રત્યક્ષ થાય છે. એમની સાથે ત્રણ સ્ત્રિઓ પણ છે, આ વખતે એ ત્રણે એ પણ યોગીનીનોજ વેષ ધારણ કરેલો છે.

નાવ અત્યંત વેગે ચાલ્યું જાય છે. અને તેથીજ એમ ધારણા બાંધી શકાય છે કે કહો ના કહો પણ કંઇ જરૂરનું કામ આવી પડેલું છે. નાવ હજુ આગળ તેજ ગતિથી ચાલ્યુંજ જતું હતું, કે એટલામાં એમાંથી એક સ્ત્રી ઉઠીને ઉભી થઇ ગઇ, તથા ચારે બાજુ ધ્યાન દઇને જોવા લાગી, બહુ એ ધ્યાંન આપવા છતાં ચારે દિશામાં કંઇ પણ નજરે પડયું નહીં, હવે સ્પષ્ટ ઓળખી શકાય છે કે ઓહ! આ તો ભૈરવી!

ભૈરવીએ આસ્તેથી ઉદ્‌ગાર કાઢયા—"ભોળા! ભોળા!" ભોળો નાવની અંદરની બાજુથી ઉપર આવ્યો; કોણ જાણે વળી ક્યાં છુપાયો હશે!

**ભૈરવી**—આગળ ચારે દિશામાં નજર નાંખી, પણ કોઇ નાવ નજરે ચઢયું નહીં! હવે આપણે શું કરવું જોઇએ?

**ભોળો**—હમને એવી ઠીક, ઠીક ખબર મળી હતી કે, આજ તેઓએ પેલું પુરાણું મકાન છોડી દીધું છે, અને સ્વામીજી નાવપર વીરસેન, રવીદત્ત, તથા શારદા, અને રમ્ભાને લઇને પેલા મઠનાંથી કંઇકિ નાઠા છે. સમાચાર જણાવનારે એટલે સુધી જણાવ્યું છે કે એ લોક, હાલ ઘડી મઠમાંથી બહાર નીકળ્યા છે, અને ગંગાજી તરફ ચાલ્યા જાય છે. ત્યાંથી નાવમાં બેસીને જ્યાં જવું હશે ત્યાં જશે.

આ સમાચાર સાંભળતાંજ, હું આપની પાસે દોડયો, દોડયો આવ્યો અને આપને સર્વ હકીકત નિવેદન કરી.

**ભૈરવી**—પણ આટલી ત્વરા કરવા છતાં, પણ એમનો પત્તો લાગતો નથી! હવે શું કરવું? ઠીક! પણ આ સમાચાર તને કોણે આપ્યા હતા?

**ભોળો**—વીર બાહુના વિશ્વાસુ સેવક શોમદત્તને તો કદાચ આપ સારી રીતે ઓળખતાં હશો?

**ભૈરવી**—હા, હા! હું જાણુંછું, એ જુઠા સમાચાર કહે એવો માણસ નથી. ઠીક નાવને કીનારે બાંધી મારી એ સાથિનીઓને ઉપર ઉપર મોકલો?

માછીઓને નાવ કીનારે ઉભું રાખવાનું કહી દીધું, અને ભૈરવીની બંને સહાયીકાઓ ઉપર આવી પહોંચી.

એમને ઉપર આવતાં દેખી ભૈરવી બોલી—"જુવો આજ મહા વીકટ કામ આવી પડયું છે. ધારણા બાંધી શકાય છે, કે હવે અમારે હજુ પણ મહાન કષ્ટ ઉઠાવવાનું છે. ઠીક કુસુમ! તારો શો વિચાર છે?

**કુસુમ**—મારો વિચાર ગમે તે હો! પરન્તુ આપ મને જે આજ્ઞા કરો તે ઉઠાવવાને તૈયારછું. અગ્નિમાં કૂદવું પડે, શત્રુઓ સાથે યુદ્ધ કરવું પડે લુંટારાઓના કોપાગ્નિમાં શરિરની આહુતી આપવી પડે તો પણ હું, સર્વ કંઈ સહન કરવાને તૈયાર છું, આપ ફરમાવો કે મને શો હુકમ છે?

**ભૈરવી**—એ દિવસના સમાચાર તો તું જાણે છે, કે જે દિવસે રાજા વીરસેનને કેદ કરવામાં આવ્યો છે. હવે આગળ સાંભળી લે,—છતાં નાશી છુટેલા મનુષ્યોને એ સમાચાર પ્રકટ કરવાની મના કરવામાં આવી હતી, કે એમણે રાજા વીરસેન કેદ થવાના અને બનેલા બીનાના સમાચાર કોઇને જણાવવા નહીં; પરન્તુ એ સમાચાર છાંના ના રહ્યા અને વાત ઉઘાડી પડી ગઇ, એજ કારણથી સ્વામીજી પોતાનું મુળ સ્થાન ( મઠ ) ત્યાગીને કંઇ ચાલ્યા ગયા, પણ એ કયાં ગયા એ તો હજુ સુધી કંઇ પત્તો નથી; પણ ખબર મળી હતી કે, એ લોક નાવમાં બેસીને નાશી ગ્યા છે; એની શોધમાંજ હમે અહીં આવ્યાં હતાં, પણ માલમ પડે છે કે, અજવાળી રાત હોવાથી તથા

આકાશ નિર્મળ રહેવાથી એ લોકો નાવ દ્વારા ગંગાજીમાં થઇને ગયા નથી, પણ જંગલમાં ને જંગલમાં ચાલ્યા ગયા છે, ગમે તે રીતે તેની શોધ કરવાની ખાસ જરૂર છે, હાલ મેં નાવને કીનારે રાખવાને હુકમ કર્યો છે, આ વખતે દરેકે અલગ થઇને શોધ મેળવવી પડશે, એટલાજ માટે કહુંછું, કે કામ મુસ્કેલીનું છે. તું તેની ખોળમાં એકલી જઇ શકીશ?

**કુસુમ**—મે શરૂવાતથી આપને જણાવી દીધું છે કે, આપની આજ્ઞા પાલન કરવાને હું હરેક પ્રકારે સર્વદા તૈયાર છું. હવે મને પુછવાની શું આવશ્યકતા છે?

**ભૈરવી**—બહુજ સારૂં; તો તારે નાવમાંથી ઉતરીને પશ્ચિમ દિશા તરફ જવું, તારા રક્ષણને માટે બીજા બે સાધુઓને પણ નીયત કરવામાં આવ્યા છે!

**કુસુમ**—કોઇ હોય કે ના હોય, હું તો તૈયારજ છું!

**ભૈરવી**—ઠીક સરલા તું શું કહે છે?

**સરલા**—માંતુશ્રી! મારા વિચારમાં તો એમ આવે છે કે સ્વામીજી કંઇ નાશી ગયા નથી. પણ ફક્ત લોકોને, ઠગવાને માટે આ એણે એક જાતનો ઢોંગ રચ્યો છે. કદાચીત્ એનાથી :એની એવી મતલબ હોય કે, જોઇએ તો ખરા કે હવે લોકો શું કરે છે? મારી ઇચ્છા તો એ છે કે એક વખત સારી રીતે મઠમાં તપાસ કરવી જોઇએ, આપજ કહેતાં હતાં કે એ મઠમાં એવા સ્થાન છે કે, જ્યાં વર્ષોનાં વર્ષો સુધી માંણસ છુપાઇ રહે તો માલમ ના પડે, કદી જો આપ આજ્ઞા કરો તો હું એ બાજું જઉં!

**ભૈરવી**—તારી વાત પણ માંનવા જેવી છે, ઠીક તારી સાથે હુંજ આવીશ આ તરફ એ વાતો થઈ રહી હતી કે એટલામાં નાવ કીનારે આવી પહોંચ્યું, સર્વ ઉતરીને ઘાટ ઉપર ઉભા રહ્યા, પછી ભૈરવી પોતાની સહાયીકાઓ સાથે નીચે ઉતરી.

ભૈરવીએ નીચે ઉતરી, દરેકને યથા યોગ્ય કાર્ય સમજાવી દીધું, કુસુમને પણ એક તરફ રવાના કરી દીધી અને પોતે સર્વને લઇને મઠ તરફ વીદાય થઇ.

પાઠકગણ! હવે આ લોકોને તો એ બાજુ જવાજ દો. અને આપ તસ્દિ લઇ જરીક મારી સાથે ચાલો; નજર કરો મઠથી થોડે

દૂર પશ્ચિમ દિશા તરફ એક જુનાં ખણ્ડેરમાં વીરસેન એકલો બેઠો બેઠો કોઇના આવ્યાની રાહ જોયા કરે છે. ક્વચિદ્ આમ તેમ આંટા મારે છે; ક્વચિદ્ ઘનઘોર ચિન્તામાં નિમગ્ન થઇને પોતે પોતાની મેળેજ કંઈ બબડવા લાગે છે, એ આપોઆપ બોલ્યો-" સન્ધ્યા તો સન્ધ્યાપર જુરખના બાર વાગવાનો સમય થયો છે, પણ હજુ સુધી એ મૂર્તિનો કંઈ પત્તો નથી, કોણ જાણે કંઇ આફત આવી પડી, યાતો કોઇ કાર્યમાં ફસઈ જવાથી એ મૂર્તિ આવી શકી નહીં. હવે શું કરવું જોઇયે ? શું એ મૂર્તિની સૂચના મુજબ હવે આ મકાનનો ત્યાગ કરીને નાશી છુટવું જોઇએ; નહીં, નહીં; હજી કંઇક એની રાહ જોવી જોઇએ. સંભવ છે, કે, કદાપી કોઇ કામમાં ફસઇ પડવાથી તે વખતસર આવી શકી નહી હોય; અસ્તુ હજી કંઇ થોડો સમય વધારે વાટ જોવી જોઇએ.

એટલામાંજ તેના વિચારમાં ખલેલ પડી, તરતજ કોઇના પગરવે તેને ચમકાવ્યો, તે ધ્યાન દઇને એ બાજુ જોવા લાગ્યો, કે તરતજ એક ભયંકર આ કૃતિનો મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો અને તબીયત બગાડીને બોલ્યો-" તું અહીં શા માટે આવેલ છે ? તારૂં નામ શું છે ?

**વીરસેન**—મારૂં નામ રણવીર છે, હું વીરબાહુનો સાથી છું !

**આવનાર**—કોણ વીરબાહુ અને કોણ રણવીર ? તારે આ સ્થળે આવવાનું કારણ ?

**વીરસેન**—એજ વીરબાહુની આજ્ઞાથી આવ્યો છું, તું કોણ છે, અને તારે આ સ્થળે આવવાનું પ્રયોજન ?

**આવનાર**—હું કોણ છું ? હું આ જગ્યાનો રાજા છું ! ( એક મનુષ્યને બુમમારતાં ) બ્હાદુર ! ! જરા દિવો તો લાવ ?

તરતજ એક મનુષ્ય દિવો લઇને ઉપરથી નીચો ઉતર્યો એ વખતે વીરસેન પકડઇ જવાના ભયથી થથરી રહ્યો હતો; પણ નાશી જવાનો એક રસ્તો નહોતો, આવનાર તેની સામેજ ઉભો રહ્યો હતો. બીજો કોઈ પણ રસ્તો નહીં હોવાથી, વીરસેને તલવારપર હાથ નાંખ્યો અને લડવાને તૈયાર થઇ ગયો.

એટલામાં બહાદુર પણ બત્તી સહીત સામે આવીને ઉભો રહ્યો અને વીરસેનને જોતાંજ ઝઝુમી જોરથી ગાજી ઉઠ્યો-" આતો રાજા

રવીસેનનો છોકરો વીરસેન ! એને સત્વર પકડવો જોઇશે. એના ગેબ થવાથી સ્વામીજીએ હમને લોકોને ધીક્કાર, ફીટકાર આપ્યો હતો; એટલું કહીને એણે જલ્દીથી બત્તી એકજગાએ મુકી દિધી, અને પોતે જોરથી વીરસેન ઉપર ધસ્યો. પેલો પહેલો માણુસ પણ તેની સાથે આગળ ધસી આવ્યો.

વીરસેન પહેલેથી તલવાર બહાર કાઢીને લઢવાને તૈયારજ થઈ ગયો હતો; જે વખતે પેલા બે માણસો એકી સાથે આગળ વધ્યા તેજ વખતે તેણે એક જોરથી ઘાવ કર્યો અને પહેલીજ વખતે બહાદુરનું માથુ ધડથી અલગ કરી નાંખ્યું, પણ પેલા બીજા માણસને વીરસેન તાકીદે જીતી શક્યો નહીં, લગભગ કલાકેક સુધી લઢાઇ ચાલુ રહી; પણ કોઇની હારજીત થઇ નહીં, વીરસેન આ વખતે થાકી ગયો હતો, એના બાહુ શીથિલ થઇ ગયા હતા. અને શારીરિક શક્તિ કમ થવા માંડી હતી; એ મન સાથેજ ભગવતિનું સ્મરણ કરતાં હીમતથી લઢે જતો હતો. એજ સમયે આવનાર ચીડાઇને બુમ પાડી ઉઠયો–"બસ આજ છેલ્લો વખત છે; લે સંભાળજે" એમ કહેતાંની સાથે તેણે તાકુકીને તરવારનો એક જોસભેર ઘા કર્યો પણ વીરસેને પોતાની જાતને અડચણના વખતે બહુ ચાલાકીથી બચાવી લીધિ, અને ઘૂમતા તલવારનો એક એવો હાથ જમાવી દીધો કે, કે પેલા આવનારની ગરદન કાપી નાંખી આજ સમયે "શાબાશ ! શાબાશ !" આનંદોદ્ગાર કાઢતી પેલી કાળી મૂર્તિએ આવીને સ્નેહથી વીરસેનને બાથમાં ઘાલી દીધો.

જો કે વીરસેન પોતાના બેઉ શત્રુઓ ઉપર વિજય મેળવી શક્યો હતો. પણ તેની દશા આ વખતે ખરાબ થઈ રહી હતી. એને એક ક્ષણ પણ ઉભા રહેવું બહુજ મુસ્કેલ લાગતું હતું. જો આ અણીના સમયે પેલી મૂર્તિ ના આવી પહોંચી હોતતો અને તેને ના પકડી લીધો હોતતો તે અવસ્ય પૃથ્વિ ઉપર અંબળઇ પડત.

મૂર્તિ ધીમે રહીને તેના મસ્તિષ્કપર હાથ ફેરવતાં બોલી–" વીરસેન તારી શીસ્થિતિ થઇ રહી છે? આ લોક તારી પાસે ક્યાંથી આવી પહોંચ્યા ?

વીરસેને બહુજ કષ્ટથી ઉત્તર આપ્યો–" હું અત્યાર સુધી બેઠો બેઠો તમારી રાહ જોયા કરતો હતો, અને વિચાર કરી રહ્યો હતો કે

આપ હજુ સુધી કેમ ના આવ્યાં. એટલામાંજ ( એઉ મુડદાં તરફ આંગળી કરતાં ) એ એઉ આવી મને અસહ્ય સતાવા લાગ્યા અને સ્વામીજીની પાસે લઇ જવા મને પકડવા લાગ્યા, પછી મારે પણ લાચારીની સાથે મારી રક્ષાને માટે આપની આણુ મુજબ શસ્ત્ર ઉઠાવાની જરૂર પડી જેનું પરિણામ આપની નજર આગળજ છે. એ બધું ઠીક પણ આપ કૃપા કરી જણાવશો કે મારા પીતાજી શી સ્થિતિમાં હશે ?"

**મૂર્તિ**—એમને પણ કેદ કરવામાં આવ્યા છે. એ દીવસે મને જતાં સહજ વિલંબ થયો તેનુંજ એ પરિણામ છે; બસ એજ કારણથી લુંટારાઓ તેને છેતરીને મઠમાં લઈ ગયા અને એ પકડઇ ગયા.

**વીરસેન**—હવે શું થશે? હવે લુંટારાઓ અવશ્ય તેમના પ્રાણ લેશે.

એટલું કહીને વીરસેન આક્રંદ કરવા લાગ્યો અને મૂર્તિ તેને સમજાવવા લાગી. થોડીએક વાર પછી વીરસેન કંઇ શાન્ત થયો અને બોલ્યો-હવે શું કરવું જોઇએ ?

**મૂર્તિ**—તું શા માટે ગભરાય છે; જે થશે તે ઠીકજ થશે. ગભરાવાથી બધું કામ વ્યર્થ જશે હાથમાં આવેલી બાજી અદ્ધર ઉડી જશે. સમજ્જે !

श्लोक

**विपद धैर्य यथा ग्युदयेक्षमा !** ઇત્યાદિ.

વિપત્તિમાં ધૈર્યજ મનુષ્યને કામમાં આવે છે, જો ધૈર્યનો ત્યાગ કર્યો તો એક ક્ષણભર પણ મનુષ્યનું કામ નભી શકતું નથી.

ખાસ કરીને વિપત્તિમાં તો ધૈર્ય એજ સહાયક, ધૈર્ય એજ એજ રક્ષક બને છે. એટલા માટે તું પણ ધૈર્ય ધારણ કર અને જો હમે લોકો શું કરીએ છીએ, ફોકટ ગભરાવાથી બન્યા બનાવો રચેલ ધુળમાં મળી જશે.

**વિરસેન**—ઠીક તો હવે એમને છોડાવવાનો કયો ઉપાય કરવામાં આવે છે ?

**મૂર્તિ**—સમાચાર મળ્યા છે, કે સ્વામીજી મઠ છોડીને કંઇ ચાલ્યા ગયા છે, સાથે તારા પીતાને પણ લઇ ગયા છે; એની શોધમાં ઘણા માણસોને મોકલવામાં આવ્યા છે, આશા છે કે સત્વર તેનો પત્તો મળી જશે અને......

એજ વખતે એક મનુષ્ય દોડતો આવ્યો અને બોલ્યો-"નાસો નાસો, તમારો જાન સંભાળો, સ્વામીજી પોતાની મણ્ડળી સાથે અહીં આવી પહોંચવાની તૈયારીમાં છે.

એટલું કહી પેલો માણસ ત્યાંથી જીવ લઇ નાઠો, અને જોત જોતામાં દૃષ્ટિ મર્યાદાની બહાર થઇ ગયો. આ તરફ મુર્તિ પણ વીરસેનને અહીંથી નાશી છુટવાનું કહી ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગઇ.

વીરસેન શું કરે, જાણે બહાવરો ના બન્યો હોય તેવી રીતે મૂઢની માફક ત્યાંજ બેસી રહ્યો; તેનાથી ના નાશી જવાયું, કે ના કંઈ વીચારી શક્યો, ચોતરફ થોડીજ વારમાં સ્વામીજી પણ પોતાની મંણ્ડળી તથા રવીસેન, રવીદત્ત, શારદા, રમ્ભા, વીગેરેની સાથે આવી પહોંચ્યો.

આ સમયે રવીસેનની વિચિત્ર દશા થઇ હતી, હાથમાં હાથ કડી હતી, પગમાં કંઇક ઢીલી ચાલી શકાય તેવી બેડી નાંખવામાં આવી હતી અને બન્ને બગલેથી બે માણસોએ સખ્ત રીતે પકડેલો હતો, રવીદત્તની પણ એ દશા હતી. ભેદ માત્ર એટલોજ હતો કે એના હાથમાં હાથકડી નહોતી, શારદા, રમ્ભા ઇત્યાદીને ચારે બાજુથી આઠેક મનુષ્યોએ ઘેરેલાં હતાં.

પોતાના પિતાની ઉક્તા દશા દેખી, વીરસેનને અસહ્ય ક્રોધ ચઢી આવ્યો. એ ભુખ્યા વ્યાઘ્રની માફક છલંગ મારતો એકાએક પેલા બે માણસો કે જેણે રાજા રવીસેનને બગલમાંથી સખ્ત રીતે પકડયો હતો તેઓના ઉપર તૂટી પડયો. અને જોત જોતામાં એણે એ બેઉ જણને યમપૂરીમાં પહોંચાડી દીધા. ત્યારબાદ તેણે પિતાજીના ચર્ણમાં જડેલી સાંકળો એકદમ તોડી નાંખી, પાછો રવીદત્તના રક્ષકોની તરફ ધસ્યો, તથા ક્ષણ માત્રમાં એકને શીરવીહીન કરી નાંખ્યો. સ્વામીજી વીરસેનની આવી વીરતા જોઇને દિંગમૂઢ બની ગયો. એકાએક વીરસેનના આવિર્ભાવ તેને વધારેને વધારે આશ્ચર્ય પમાડી રહ્યા હતા. જેવી રીતે કાગડાઓના ટોળામાં પશુ શ્રેષ્ટ ગરૂડજી નિર્ભય દૂર પણે ઘુમી રહે છે. યાતો પ્રચંડ કાયા ધારી મદઝરતા હાથીઓના ઝુણ્ડમાં જેવી રીતે સિંહ નિર્ભય રીતે વિહાર કરે છે, તેવીજ રીતે ક્રોધને લીધે વીરસેનની પણ એ દશા થઇ રહી છે.

પિત્રુપ્રેમ અને ક્રોધને લીધે તે આત્મ વિસ્મૃત સમાન થઇ ગયો

છે. એ નહોતો જાણતો કે આનું પરિણામ શું આવશે? એ જે વખતે કૂદતો કે રવીદત્તની તરફ ધસ્યો તેજ વખતે સ્વામીજીએ પણ પોતાના માણુસોને હાંક મારી ઉત્તેજીત કર્યા, એઓ સર્વે એકાએક વીરસેન ઉપર કૂદિ પડ્યા, પણ એ બાબતપર વીરસેનનું બીલકુલ લક્ષ્ય નહોતું, એની તલવાર વીજળીની માફક ચમકી રહી હતી, એણે વાતમાં ને વાતમાં ચાર માણુસોને નર્ક કુણ્ડનો રસ્તો બતાવી દીધો. આ બાજુ રવીદત્તે સ્ફૂર્તિથી તલવાર ઉપાડી લીધી, અને ઉભે ઉભે ચારે બાજુથી પડતા ઘાવ ઝીલવા લાગ્યો; પણ અધીક સમય સુધી તે સંભાળી શક્યો નહીં અને ભૂમિ ઉપર ગબડી પડયો, પણ આટલા મનુષ્યોના આક્રમણ છતાં વીરસેન યુદ્ધમદમાં ગીરફતાર બની ગયો હતો. તેની તલવાર કેટલાંએ માંણુસોનાં શીર ધડથી અલગ કરી રહી હતી. હજુપણ શત્રુ રક્તપાન કરવાને ત્રષાતુર જણુતી હતી. વીરસેન-ની દૃષ્ટી એકાએક સ્વામીજી ઉપર પડી જે ઝડપથી શારદા અને રમ્ભા તરફ જતો હતો, વીરસેન ઝપાટાબંધ ત્યાં પહોંચ્યો અને ધારતો હતો કે એકજ ઘાવથી સ્વામીજીનું મસ્તિક ધડથી અલગ કરી નાંખી તેને નર્કનો પંથ બતાવું. પણ એટલામાંજ કોઇએ આવીને પાછળથી વીર-સેનના ઉપર ઘાવ કર્યો, વીરસેનને સચોટ ચોટ લાગી અને એ ચક્કર ખાઇને ભૂમિ ઉપર પડયો; તેને ઢળી પડતો દેખી રવીસેન, રવીદત્ત, શારદા ઇત્યાદિ જોરથી રોકકળ કરી ઉઠયાં. પણ વીરસેને સાવચેત થઇને કહ્યું—"ઓહ! સજ્જડ ચોટ વાગી. તમે ગભરાવો નહીં: હું એ દુરાચારી સ્વામીને માર્યા શીવાય મરી શકવાનો નથી."

તેનો શબ્દ સાંભળીને રવીસેન ઇત્યાદીને કંઇક હીંમત આવી, આ તરફ વીરસેનને પડતો જોઈ પ્રત્યેક જણ એ બાજુ કૂદિ પડ્યા અને જોત જોતામાં વીરસેનને કેદ કરી દીધો.

આજ પળે એક ઓર વળી કંઈ અલૌકિક ઘટના થઇ. સ્વા-મીજી ક્રોધિત મુખ મુદ્રાએ હોઠ પીસીને બુમ પાડી ઉઠયા "આજેજ આ દૂષ્ટોનો નાશ કરવો જોઇએ. હવે વિલંબ કરવાની કંઇ જરૂર નથી, આ ઘડી એને આ મકાનના આંગણામાં લઈ ચાલો. વીરસેન, રમ્ભા અને શારદાને અલગ કોટડીમાં પુરી દો તથા રવીસેન, રવી-દત્તને આંગણાના મધ્યભાગમાં પહોંચાડો અને જલ્લાદને સત્વર આ સ્થળે હાજર કરો."

એટલું કહીને સ્વામીજી ત્યાંથી ચાલ્યા જવાનું ધારતા હતા, કે એકાએક બહારથી શબ્દ થયો-" નહીં, એમ નહીં થઇ શકે. તું એ લોકોના પ્રાણુ નહીં લઇ શકે: સાવધાન! સાવધાન!!" કહેતી ગર્જના કરતી સાક્ષાત મહીષ મર્દિનિ સ્વરૂપે ત્રણ ભૈરવીઓ આવીને સન્મુખ ઉપસ્થિત થઇ, જેની પાછળ ભસ્માચ્છાદીત પાંચ સશસ્ત્ર સાધુઓ તેની આજ્ઞાનીજ રાહ જોતા ઉભા રહ્યા છે.

---

## વિષત પરિચ્છેદ.

---

### જંગલમાં.

---

જે સમયે ભૈરવી પોતાની સહાયીકાઓની સાથે લુંટારાઓની શોધમાં નીકળી, એ વખતે વાદળીઓ જળ ભરી ભરીને આકાશના મધ્ય ભાગમાં પર્યટન કરી રહી હતી. અંધારૂં ચારે બાજુથી ધીરે ધીરે ઘેરાતું ઘેરાતું આગળ વધે જતું હતું. જંગલમાં ભયંકર જંગલી જાનવરોના ભયાનક શબ્દથી વન પ્રદેશ ગાજી રહ્યો હતો; પરંતુ ભૈરવી પોતાના કાર્ય પ્રત્યે દ્રઢ હતી, એના મનમાં કોઇપણુ પ્રકારની ચીન્તા નહોતી, એ સરલાની સાથે ઉતાવળથી મઠ તરફ ચાલી જતી હતી.

હજુ મઠ થોડેક છેટે હતો, કે સરલા બોલી ઉઠી-" મા! જુવો આગળ કોઇ ભયંકર ચીજ જણાય છે. જણાય છે કે કેટલાંક મનુષ્યો ચાલ્યાં જાય છે. શું આપ પણુ ત્યાં જવાની ઇચ્છા રાખો છો?

ભૈરવીએ બહુજ બારીકાઇથી નજર કરી, તરતજ પોતે એ બાજુ રવાના થઈ તથા એ લોકોની આગળ જઇ પહોંચી, અને એક કુન્જમાં છુપાઇને તેઓ જે કંઈ સંકેત કરતા હતા તેની વાતો સાંભળવા લાગી, પણુ કંઇ બરાબર સમજી શકાયું નહીં, પરન્તુ એટલું તો અવશ્ય જાણી શકાયું કે સ્વામીજી વિગેરે શારદા તથા રમ્ભાને લઇને કોઇ સ્થાનપર જાય છે ખરા, સાથે હાથકડી, પગમાં બેડીથી જકડાએલા રવીસેન તથા રવીદત્ત પણુ છે.

ભૈરવી અદ્રષ્ય જોઇને ચિન્તિત થઇ, તેના હ્રદયમાં આ વખતે ચિન્તાની લહરીઓ હીલોળા મારવા લાગી, એણે સરલાને કહ્યું–"હવે શું કરી શકીએ? આ વખતે મારી પાસે કોઇપણ સહાયક નથી, કેવી રીતે તેનો ઉદ્ધાર કરવો જોઇએ?

**સરલા**—આપણા સાથી સાધુઓને ક્યાં મોકલી દીધા?

**ભૈરવી**—એ લોકોને પણ શોધખોળને માટેજ મોકલ્યાં છે. કેટલાક મઠ તરફ પણ ગયા છે.

**સરલા**—તો એ લોકોને બોલાવવા જોઇએ, મને આજ્ઞા આપો તો હું એમને બોળી લાવું.

**ભૈરવી**—એ કામ તારાથી નહી થઇ શકે, તું એટલું કર કે એ લોકોપર બારીક તપાસ રાખ, જો એ લોકો ક્યાં જાય છે; હું તાકીદે પેલા લોકોને બોલાવી લાવું છું.

સરલાએ ભૈરવીની વાત માન્ય કરી. આ તરફ ભૈરવી ત્વરાથી ત્યાંથી દોડતી જંગલેજંગલ ભટકતી કંઈ દૂર નિકળી ગઇ; થોડે દૂર ગયા પછી તેણે એક ઉચા ટેકરા ઉપર ચઢીને જોરથી સીટી વગાડી તેનો અવાજ જોતજોતામાં ચારે તરફ પ્રસરિ ગયો. તરતજ કેટલાક સાધુ દોડતા એ સ્થાનપર આવી પહોંચ્યા. કે જ્યાં આગળ ભૈરવી ઉત્સુકતાથી વાટ જોતી હતી.

ત્યાં જઇ તેઓ બહુજ નમ્રતાથી બોલ્યા–" કહો; કહો! આ-ટલીબધી ઉતાવળથી બોલાવવાનું શું કારણ છે? શું લુંટારાઓની શોધ મળી ગઇ?"

**ભૈરવી**—હા ખોળ મળી ગઈ. કુસુમ ક્યાં છે? એને પણ તાકીદે બોલાવવાની જરૂર છે.

**એક સાધુ**—એ પશ્ચિમ દિશા તરફ જાય છે. કહો તો તેને બોલાવી લાવું!

**ભૈરવી**—હા, તમે જાઓ અને એને લઇને તમે તાકીદે મઠની પાસે આવો; હું તમારીજ રાહ જોયા કરીશ.

પેલો સાધુ દોડતો એ બાજુ ચાલ્યો ગયો, અને ભૈરવી કેટલાક સાધુઓ સહીત ઉતાવળથી જ્યાં આગળ સરલાને ઉભી રાખી હતી. તે તરફ વિદાય થઈ, પણ ત્યાં સરલા જોવામાં ના આવી. દરેક જણ

ઉતાવળથી આગળ વધ્યા, થોડેક દૂર ગયા હશે, કે સામેથી શ્વાસ પણ લીધા શિવાય એકાએક દોડતી આવતી સરલા તેમની પાસે આવી અને બોલી–" એ લોકો પેલા ખંડેરમાં જઇને છુપાયા છે કે જ્યાં આગળ વીરસેન હયાના સમાચાર વિરબાહુએ દીધા હતા, અત્યારે શીઘ્ર વીરસેનને ત્યાંથી નસાડવો જોઇએ."

**ભૈરવી**—વીરસેનની ચીન્તા નથી, વીરબાહુ અવશ્ય ત્યાં પહોંચી ગયો હશે. ઠીક, હવે થોડો સમય ઉભા રહી કુસુમની રાહ જોવી જોઇએ.

સર્વે જણ મઠ તરફ રવાના થયા. એનાથી બહુજ દૂર લુંટારાઓની મંડળી આગળ વધતી જતી નીહાળી; પણ ભૈરવી પોતાના સાથીઓ સહીત મઠની પાસેજ ઉભી રહી અને કુસુમના આવવાની વાટ જોવા લાગી.

થોડીજ વારમાં કુસુમ બે સાધુઓ સહીત ત્યાં આવી પહોંચી ભૈરવીએ બહુજ શીઘ્રતાથી સરલા તેમજ કુસુમને ભૈરવીનું સ્વરૂપ ધારણ કરાવ્યાં. અને જે દિશા તરફ લુંટારાઓ ગયા હતા, તેજ તરફ તેમણે પણ પ્રયાણ કર્યું.

જો કે ભૈરવી ઘણીજ ત્વરાથી એ લોકો જે તરફ ગયા હતા તે તરફ તેમની પાછળ પાછળ ગઇ, પરંતુ રસ્તામાં તેને કોઇ જણાયું નહીં. તોપણ ભૈરવી ઉત્સાહહીન થઇ નહીં, બલ્કે પોતાના માણસોને લઇને હજુ પણ આગળ વધતી ગઇ, ત્યાર બાદ જે કંઇ બન્યું તે ગત પરિચ્છેદમાં જણાવવામાં આવ્યું છે. કે ભૈરવી પોતાના સર્વ સાથીઓ સહીત સમયેજ એ ખંડેરમાં પહોંચી ગઇ કે જે સમયે વીરસેન હારી ગયો હતો તથા સ્વામીજીએ જલ્લાદને બોલાવી હાજર કરવાની આજ્ઞા આપી દિધી હતી.



# એકવિંશત્ પરિચ્છેદ.

## ભેદ ભરી વાતો.

જે સમયે ત્રણ ભૈરવી તથા પાંચ સાધુઓ એકા એક આવીને સ્વામીજીના સન્મુખ ઉભાં રહ્યાં; તે સમયે વળી અન્ય ત્રણ કાળી મૂર્તિઓ, એક તરફથી આવતી જણાવા લાગી. જેને જોતાંજ સ્વામીજી વીગેરે ભય પામી ગયા, આ મૂર્તિઓના અંગ પ્રત્યંગ કાળા વસ્ત્રથી ઢાંકેલાં હતાં. ચહેરો પણ કંઇક વિચિત્ર કાળા રંગથી રંગ્યા હતા, જેમાંથી એક પ્રકારની વિદ્યુત શક્તિ બહાર નીકળી રહી હતી. નયનમાં કંઈ વિચિત્ર જ્યોતિ હતી, અને સર્વેના હોઠ ફફડી રહ્યા હતા, સ્પષ્ટ જણાય છે કે એ ત્રણે મૂર્તિઓ ક્રોધથી કંપી રહી છે. એમના હાથમાંની તલવાર ઘડીકમાં ઉંચી થાય છે, અને ઘડીકમાં નીચે પડી જાય છે. મૂર્તિઓ જે વખતે ચોગાનમાં આવી પહોંચી, તે વખતે પ્રત્યેક જણ મહાન ભયથી એ તરફ જોવા લાગ્યા. જો કે આ સમયે ઘણાં મનુષ્યો આ સ્થળે એકઠાં થયાં હતાં; પરન્તુ કોઇનામાં સામર્થ્ય નહોતું કે આગળ આવીને મૂર્તિઓને પ્રશ્ન કરે; કે તમે કોણ છો, અને કયાંથી કેમ આવો છો ?

ત્રણે મૂર્તિઓ ગંભીરતાથી આંગણાના મધ્ય ભાગમાં આવી ઉપસ્થિત થઇ રહી, તેમાંથી જે એક કંઇક ઉંચી હતી, તેણે આગળ વધીને પ્રશ્ન કર્યો !–" કુમારસ્વામી ! કહીશ કે સાધુ અને સંન્યાસિઓનું શું કર્તવ્ય છે ? તેમનો શો ધર્મ છે ?

પણ કુમારસ્વામી શું કામ જવાબ આપે ! કોઇએ કંઇ ઉત્તર આપ્યો નહીં, સર્વ એકી ટશે તેના સામુંજ જોઇ રહ્યા.

એજ મૂર્તિ એ પુનઃ પ્રશ્ન કર્યો—" શું સજ્જનને સતાવવા તેમનાં ધન, જન, પ્રાણ હરણ કરવાને માટેજ, સાધુ અને સંન્યાસિઓની આ દુનિયામાં ઉત્પત્તિ થઇ છે ?

ફરી પણ કોઇએ ઉત્તર આપ્યો નહીં. અને દરેક લુંટારાઓ નીચું મ્હોં કરીને ઉભાજ રહ્યા કોણ જાંણે સ્વામીજીનું શૌર્ય અત્યારે કયાં ગેબ થઇ ગયું.

મૂર્તિ ફરી કંઇક ક્રોધથી ગાજી ઉઠી—" નરાધમ ! બોલતો કેમ નથી ? સંસારમાં જન્મ ધારણ કરીને શું કર્યું ? આગળ શું કરીશ ? શું તારીઆ નીચ કરણી જોનાર આ દુનિયામાં કોઇ નથી ? શું તું એમ સમજે છે, કે તારાં આ નીચ કર્તવ્યો, અને તારી છૂપિ વાતો હર હમેશ છૂપિજ રહેશે ? ( નમ્ર સ્વરથી ) કુમાર સ્વામી ! ભલા સમજાવતો ખરો, કે આ ક્ષણ જીવીત સંસ્કારમાં જન્મ લઇ, તેમાં પણ સર્વોત્કૃષ્ટ મનુષ્યા દેહ ધારણ કરીને તે શું કર્યું ? મનુષ્ય યોનીમાં જન્મ લઇ, તું કેવાં સુક્રત કમાયો, અને મરતાં તારી શું દુર્દશા થશે ? એ બાબતનો તેં કોઇ દિવસ વિચાર કર્યો છે ? શું જે વખતે તારાં પ્રત્યેક દુષ્ટ કર્મ પ્રકટ કરવામાં આવશે, તે વખતે આ સંસારમાં તું તારૂં મ્હોં સરખું બતાવી શકીશ ?

કુમાર સ્વામીએ હજુ કંઇ ઉત્તર આપ્યો નહીં; ફક્ત ભૈરવી બોલી ઉઠી—"સ્વામીજી ! બોલો, હવે કેમ બોલાતું નથી ? કેમ જલ્લાદને બોલાવવાની જરૂર છે ? "

જેવી રીતે પાપાત્માઓનાં હૃદય સદૈવ ભયથી પરીપૂર્ણ રહે છે. જે પ્રકારે અપરાધીઓના હૃદયમાં સદા સર્વ અપરાધ જાગૃત થઇને પોતાનું ભયંકર સ્વરૂપ તેને બતાવ્યા કરે છે એજ પ્રકારે આ સમયે સ્વામીજીને પણ તેના કરેલા અપરાધે પ્રત્યક્ષ થઇ ક્ષણે ક્ષણે ત્રાસ આપી રહ્યા હતા, તેજ કારણથી સ્વામીજી અત્યારે કંઇપણ બોલી શકતા નથી. પોતે બોલવાની ઘણી ઇચ્છા કર્યા છતાં કંઇ બોલી શકયા નહીં. કારણ તેણે કરેલા અપરાધો તેને યાદ આવતાં તેનું હૃદય પ્રબળ વેગે ધડકવા લાગ્યું હતું, કેટલીએ વખત બોલવાને આતુર બનતો હતો, સાહસ કરતો હતો, ચાહતો હતો કે સાહસ કરીશ પણ આ મૂર્તિની વાતોના ઉત્તર આપવામાં તે તેના ચહેરાપર પસીનો વળી ગયો હતો અને સર્વાંગ કંપી રહ્યુ હતું.

એટલામાંજ બીજી મૂર્તિ આગળ આવીને બોલી—"કુંમાર સ્વામી શું તું રાજા થવાની ઉપેક્ષા રાખે છે ? શું રવીસેનનું રાજય તું પોતે હજમ કરવાની લાલસા રાખે છે ? શું રાજાની તુલ્ય તારાં કર્મ છે ? તું નરપીશાચ છે, લુંટારો, ક્રૃતઘ્નિ, અને બીજાઓને જે હેરાન કરનારો છે. તું રાજ્ય કરીશ ? રાજ્ય કરવાને માટે રાજાના જેવા ગુણોની ઘણી જરૂર છે. જે નરાધમ પોતાની અર્ધાંગનાનું પાલન કરી

શકયો નહીં, એ પોતાની લાખો પ્રજાનું કેવી રીતે પાલન કરી શકશે? શું "પેલી રાતની ગંગાતટવાળી વાત ભૂલી ગયો ?"

આ અન્તિમ વાક્યે કુમાર સ્વામીને ચમકાવી દીધા; તેના ચહેરા પર કંઇ શોક અને ક્રોધનાં ચિહ્ન જણાવા લાગ્યાં, એ હીંમત રાખીને ગુસ્સાથી બોલ્યો-" તું કોણ છે. એ વાતો અહીં આવી ઉઘાડી કરવાની તારી શું મતલબ છે? શું તને માલમ નથી કે મારી સાધારણ આજ્ઞા થતાં, તમારા શીર તમારા ધડથી જુદાં થઇ પૃથ્વીપર રગડી પડશે. શેનો ગંગા ધાટ, ત્યાંની શી વાત? હું તે બાબત કંઇપણ જાણતો નથી."

કુમારસ્વામીની આ વાત સાંભળીને એ મૂર્તિઓ જે આગળ આવીને બોલી રહી હતી, તે ખડખડાટ કરતી હસી પડી, તેમનું જોરથી હસવું, કુમારસ્વામીને ચીડવવામાં એક અગત્યનું સાધન નિવડયું. એને ફરી કંઇક બોલવાની મરજી થઇ, કે એટલામાં પહેલી મૂર્તિ ફરીથી બોલી-" સંસારમાં સજ્જનની સંગત સર્વદા અનેકાનેક માણસો કરે છે. અને જ્યાં સુધી જ્ઞાનચક્ષુ ઉઘડતાં નથી ત્યાં સુધીજ કોઇ દુર્જનના સંગમાં ઉભા રહે છે--" કેમ, કારાગૃહનો રઘુવીર યાદ છે? એ પણ કદાચ ભૂલી જવાયું હોય તો વળી ફરીથી યાદ કરાવું! એકવાર શ્રાવણ માસમાં કાળી ખોહ......

કુમાર સ્વામી—બસ, બસ, હવે વધારે કહેવાની જરૂર નથી. મને એકવાર એ સમજાવો, કે, તમારે અહીં આવવાનું કારણ. અને તમારી શી મરજી છે?

**પહેલી મૂર્તિ**—અત્યારેજ રવીસેન, રવીદત્ત વીગેરેને મુક્ત કર અને પ્રતિજ્ઞા લે, કે ફરી એ લોકોને કોઇ દીવસ નહીં સતાવું.

**કુમાર સ્વામી**—" એ નહીં બની શકે!" ઉત્તર સાંભળતાંજ પેલી ત્રીજી મૂર્તિ આગળ આવી, એ અત્યાર સુધી મૌન્ય ધારણ કરીને ઉભે ઉભે સર્વ વૃતાંન્ત સાંભળતી હતી; બોલી—કુમાર સ્વામી! હમે હજુ સુધી એટલા માટેજ ઉભાં રહ્યાં હતાં, કે તું સીધી રીતે માની જઇશ, અને કુકર્મનો રસ્તો છોડી દઇ સતકર્મની રાહપર આવી જઇશ; પણ નહીં! હવે એ આશા દુરાશા જણાય છે. ભલા, કહો તો ખરા, કે દુષ્યન્તનું નામ યાદ છે?

**કુમાર સ્વામી**—દૂષ્યન્ત! દૂષ્યન્ત કોણ?

**મૂર્તિ**—એજ પ્રયાગ પાખંડ મત મર્દન કરનાર!

**કુમાર સ્વામી**—તેની અહીં શું મતલબ છે?

**મૂર્તિ**—એજ, કે તારેજ લીધે એણે બીચારાએ......

**કુમાર સ્વામી**—(ક્રોધથી) બસ ચુપ રહો! હવે આગળ બોલવાથી તું તારો પ્રાણુ ગુમાવી બેસીશ!

**મૂર્તિ**—નહીં નહીં. કુમાર સ્વામી, એમ નહીં થઇ શકે, હું મારો પ્રાણુ નહીં ગુમાવું, પણ સમજ, કે તારો પ્રાણુ આ ઘડી મારા હાથમાં છે.

**કુમાર સ્વામી**—તો તું શું કરવા ધારે છે? તું અહીંથી એકદમ ચાલી જા, નહીં તો આ વખતે તેનું મંગળ પરીણામ નથી.

**મૂર્તિ**—કેમ?

**કુમાર સ્વામી**—એટલાજ માટે, તું હમારો એક મોટો શત્રુ છે.

**મૂર્તિ**—ના, ના, એમ નથી, હું તમારો મીત્ર છું, યદી જો મીત્ર ના હોત તો તું જે દીવસે દુષ્મનની સાથે લડતો હતો, અને તારી દુર્દશા આવવાનો સમય હતો, તે વખતે તને કદી સાવધાન કરત નહીં!

**કુમાર સ્વામી**—નરપીશાચ! હટ, જા અહીંથી દૂર થા, તારૂં એક ક્ષણુ પણ અહીં ઉભા રહેવું પ્રલય કરશે! જાય છે કે નહીં?

**મૂર્તિ**—તો શું તું નહીં માને? તારા દુષ્ટ વિચારોને નહીં છોડે?

**કુમાર સ્વામી**—ના હું નહીં છોડું!

**મૂર્તિ**—છોડવા પડશે, આજજ છોડવા પડશે, નહીં તો હું તિલોત્તમાને બોલાવું છું.

કોણુ જાણે તિલોત્તમાના નામમાં તે શો ચમત્કાર હતો; કે એ નામ સાંભળતાંજ એકવાર "હા તિલોત્તમા!" કહી કુમાર સ્વામી મૂર્છાગત થઇ ગયા. એને આ પ્રમાણે પડતો જોઇ લુંટારાઓની મણ્ડળીમાં કોલાહલ મચી રહ્યો. કોઇ એને ઉઠાડવા લાગ્યું, કોઇ મ્હોંપર પાણી છાંટવા લાગ્યું. અને કંઇક તો શસ્ત્ર લઇને મૂર્તિ તરફ ધસ્યા.

ત્રણે મૂર્તિઓ શરૂવાતથી સાવધાનજ હતી. લુંટારાઓને પોતાની તરફ ધસી આવતા જોઇ ત્રણેએ તલવાર ખેંચી કાઢી, અને એમાંથી એકે જોરથી કહ્યું-" જેઓ આ સંસારમાં મનુષ્યં જન્મ પામીને સદા કુકર્મમાંજ રત રહે છે, તેની શી દશા થાય છે; એનું પ્રમાણ તમારા લોકોની નજર આગળજ છે. શસ્ત્રના ઘાવ વીના, કોઇ પણ જાતના આઘાત શીવાય, કેવળ કુકર્મનાજ આઘાતથી આજ આટલી વીશાળ મણ્ડળીનો સરદાર એજ કુકર્મના પ્રતાપથી પતિત થઇને પૃથ્વિપર આળોટી રહ્યો છે; કુકર્મનું ફળ અવશ્ય ભોગવવું પડે છે. તમે લોકો તેનો પૂર્ણ વિચાર કરી સમજીને આગળ વધો."

તોપણ એ મૂર્તિની મનોહર વાતોનો પ્રભાવ, આ દુરાચારી લુંટારાઓના હૃદય ઉપર ના પડયો; છતાં એટલું તો ખરૂંજ કે, જ્યાંસુધી મૂર્તિ બોલી રહી ત્યાં સુધી એ લોકો સ્તબ્ધજ ઉભા રહ્યા. ત્યારબાદ સર્વ, મૂર્તિઓ તરફ ધસ્યા; મૂર્તિઓ બરાબર લઢતાં લઢતાં પોતાનું સંરક્ષણ કરતાં પાછળ હઠતી ગઈ, અને થોડેક દૂર ગયા પછી તેઓ ક્યાં સટકી ગઇ, કે કેટલાંએ મનુષ્યો તેની પાછળ પડયા પણ તેનો કંઈ પત્તો લાગ્યો નહીં.

આ તરપ એટલીજ વારમાં વળી કંઇ ઓરજ ઘટના થઇ ગઇ. જે સમયે એ મૂર્તિઓની પાછળ જનારા મનુષ્યો પાછા ખંડેરમાં આવી પહોંચ્યા, તે વખતે ત્યાં એકપણ કેદી તેમની નજરે પડયો નહીં, ચોગાનમાં એ લુંટારાઓની લાશ પડી હતી. ભૈરવી તથા સાધુઓનો બીલકુલ પત્તા નહોતો, માત્ર કુમાર સ્વામી લમણે હાથ મુકીને છાનામાના બેસી રહ્યા હતા. તેમના ઉપર દ્રષ્ટીપાત કરતાં એવુંજ માલમ પડતું હતું, કે જાણે કોઇ પાષાણ પ્રતિમા બેઠી ના હોય! તેમની જ્ઞાન શક્તિ તદ્દન ગુમ થઇ ગઇ હતી, એ પોતાની ચારે તરફ આંખો ફાડી ફાડીને જોઇ રહ્યા હતા, જાણે કોઇ વસ્તુની શોધમાં ના હોય, પણ ત્યાં તેમની ઇપ્સિત વસ્તુ હાજર નહોતી, અને તેથીજ નીરાશાએ ચારે તરફથી તેને ઘેરી લીધો હતો. થોડીવાર પછી સ્વામીજી કંઇક સ્વસ્થ થયા, પણ તેની ચિન્તા દૂર ના થઇ. ચિન્તા કેવીરીતે દૂર થાય? અતૂલ પરિશ્રમ લઇને તેણે રવીસેન વીગેરેને ફસાવ્યા હતા. પણ તેના જોતજોતાંમાં એ લોકો સંતાકુકડી રમી ગયા, હવે એનું શું વળવાનું હતું? હવે તો વળી કંઇ ઉલટી જૂદીજ બની ગઇ.

સ્વામીજીની આ પ્રમાંણે સ્થિતિ જોઇ સર્વ લુંટારાઓ ચિન્તાતુર થઇ ગયા, અને સર્વ તેમની ચારે તરફ ફરી વળ્યા; એમાંથી એક જણુ એમનો જમણો હાથ હતો, તે આશ્વાસન આપવા લાગ્યો, કે-"મહારાજ ! હવે આપ નકામી શા માટે ચિન્તા કરોછો, ઉભા થાઓ અને એ લોકોને શોધી કાઢવાનો આપણે કંઇક પ્રયત્ન કરવો જોઇએ. નહીં તો એ લોકો દૂર નિકળી જશે. તો ફરી કંઇ પત્તો લાગશે નહિ.

આ સાંભળી સ્વામીજી એક ઠંડો સ્વાસ ખેંચીને બોલ્યા-"હવે એ લોકોનો પત્તો મળશે ? લાસોને હટાવાનો બંદોબસ્ત કરો. અને હવે આ મકાનમાં ઘડીક પણ ઉભા રહેવું એ ઠીક નથી. અહીંથી નીકળી જવાનો તાકીદે પ્રયત્ન કરવો જોઇએ. મણ્ડળીમાંનાં બીજાં માણસો ક્યાં છે ?"

પહેલો—અત્યારે ફક્ત વીસજ માંણુસ અહીં હાજર છે, તથા પાંચ માંણસો પેલા લોકોને શોધવા ગયા છે, બાકીના માણસોતો હજાું સુધી અહીં આવ્યા નથી.

**સ્વામી**—ઠીક. જેટલા માણસો છે તેમને સીટી મારી બોલાવો, હવે મારે વિચાર કરવો છે, કે હવે શું કરવું જોઇએ.

કુમાર સ્વામીની આજ્ઞાનુસાર એ લુંટારો જંગલમાં કેટલેક દૂર ગયો, અને પાસેની એક ટેકરીપર ચઢીને જોરથી સીટી વગાડી તથા ઉત્તરની રાહ જોવા લાગ્યો, થોડીવાર પછી આજુબાજુથી પણ સીટીઓ સંભળાણી, જેનો જવાબ પણ સીટીઓથીજ પાછો વાળ્યો અને જોતજોતામાં કેટલાક લુંટારાઓ આવતા જણાયા.

જે સમયે આવનાર લુંટારાઓને લઇને, પેલો લુંટારો એ ખંડેરમાં આવી પહોંચ્યો તે વખતે પ્રાતઃકાળ થયો હતો, સ્વામીજી ચિન્તા કરતા કરતા આમ તેમ આંટા મારતા હતાં. આ સમયે તેમના ચેહરા ઉપર ક્રોધનાં ચિહન પણ જણાતાં હતાં; અને તેઓ રહી રહીને લાંબા સ્વાસ લઇ રહ્યા હતા.

લુંટારાઓને આવતા દેખી સ્વામી બોલ્યા-" અમારો બન્યો બનાવ્યો ખેલ ધુળમાં મળી ગયો. એ કાળી મૂર્તિઓએ આવીને મારૂં સત્યાનાશ કાઢી નાંખ્યું. હવે શો ઉપાય કરવો જોઇએ ? અત્યારે કેટલાં માણસો અંહી હાજર છે ?"

**લુંટારો**—ત્રીસ; બીજા લોકોનો કંઇ પત્તો નથી.

**કુમાર સ્વામી**—એમની શોધમાં કોણ હતું ?

પાંચ જણ તેમની શોધમાં ગયા હતા, એ લોકો આગળ આવીને બોલ્યા—

હમેજ ગયા હતા, પણ બહુજ પ્રયત્ન કર્યા છતાં એ લોકો કયાંઇ જણાયા નહી; પણ એક લાસ મળી છે. જેને ત્યાં આગળ એક ઝાડીમાં છુપાવી રાખેલે છે.

**કુમારસ્વામી**—શું એનો કંઇ પત્તો લાગ્યો છે, કે એ લાસ કોની છે ?

**લુટારા**—ના, પણ એ લાસ કોઇ સ્ત્રીની છે.

**કુમારસ્વામી**—હેં ! સ્ત્રીની ! ! શું તમે લોકો તેને બીલકુલ ઓળખતા નથી ?

**લુટારા**—નાજી, બીલકુલ નહીં.

**કુમારસ્વામી**—એ લાસ કયાં આગળ જોવામાં આવી હતી ?

**લુટારા**—મઠના પાછલા દરવાજાની પાસે.

જો કે જંગલમાં લાસ મળી આવવાનું એ વાત કંઈ આશ્ચર્ય જનક નહોતી પરંતુ " મઠના દરવાજા આગળ એક સ્ત્રીની લાસ " સાંભળીને સ્વામીજી ચમકી ઉઠયા, અને તરતજ એ બાજુ રવાના થયા કે જ્યાં આગળ લુટારાઓએ લાસ હોવાનું જણાવ્યું, તેમની પાછળ પણ પાંચ લુટારાઓ જે ભૈરવીની પાછળ ગયા હતા તેજ ગયા.

જે વખતે સ્વામીજી જવાને તૈયાર થયા; એ વખતે બીજા બે માણસો આવીને તેની પાસે ઉભા રહ્યા, કે જેનો ઘણા દીવસથી બીલ કુલ પત્તો નહોતો, એ બંનેનાં નામ વીરભદ્ર ! અને પ્રતાપ છે.

અમે આશા રાખીએ છીએ કે કદાચિત્ અમારા વાંચક સજ્જ નો વીરભદ્ર અને પ્રતાપને નહીં ભૂલિ ગયા હોય, વીરભદ્રનું વર્ણન તો કેટલી વખત આગળ આવી ગયું છે. તથા પ્રતાપ એજ હતો કે જેણે ભૈરવી સન્મુખ આત્મ સમર્પણ કર્યું હતું.

સ્વામીજી એ બેઉ પુરૂષોને ઘણા દીવસ પછી આવતા દેખી ક્રોધથી બોલી ઉઠયા.

" વીરભદ્ર ! શું તારાની શોધ મળી ગઇ ? હું તો એમજ

સમજતો હતો કે તારાની સાથે તું પણ ગેબ થઈ ગયો તથા પ્રતાપ! તું તો ભૈરવીને પકડવા માટે ગયો હતોને ? શું તેને પકડી આણી?"

**વિરભદ્ર**—મહારાજ ! આપ ગુસ્સે ના થાઓ, ! અમારા લોકોનો ઇતિહાસ તો બહુજ મોટો છે અવસ્ય તે આપની આગળ નિવેદન કરીશું. આપ કોઇ પણ બાબતની ચીન્તા ના કરો; હવે તમારાથી કોઇ દીવસ જુદા નહીં પડીએ; પણ મઠના દરવાજા આગળ એક સ્ત્રીની લાસ જણાય છે. એ મહાન્ આશ્ચર્યની વાત છે. મઠમાં કોઈ સ્ત્રી તો હતી નહીં !

**સ્વામીજી**—હું પણ ત્યાંજ જઉં છું, ચાલો તમે બેઉ મારી સાથે ચાલો. રસ્તામાં તમારા ઉભયનો વૃત્તાંન્ત સાંભળીશ.

કુમાર સ્વામી સાત માણસો સહીત મઠ તરફ વિદાય થયા; રસ્તામાં વીરભદ્ર તથા પ્રતાપે પોતાની સર્વ હકીકત સંભળાવી અને થોડીજવારમાં એ લોકો એ લાસની નજીક આવી પહોંચ્યા પરન્તુ મહાન્ આશ્ચર્યની વાત તો એ છે કે એ લાસને જોતાંજ "હા તિલોતમા" ! કહી કુમારસ્વામી બાહોશ થઇને પૃથ્વિ ઉપર પડયા.

## દ્વિવિંશત્ પરિચ્છેદ.

### આતો ભાઈ બ્હેન !

**આ**જ ભૈરવીના આનંદનો કંઈ પાર નથી. આજ એ પુર્ણાનંદમાં મગ્ન છે. પરોપકારવ્રત ધારણ કરીને છે. અનેક પ્રકારનાં કષ્ટ સહન કરીને જંગલ મેદાન ચારે દિશાઓમાં દોડ ધામ કરીને, લુટારાઓની વિરૂદ્ધ જાત જાતનાં છળ બળ અજમાવીને, તેણે પરોપકારવ્રતની સમાપ્તિ કરી છે. પણ શું એ આનંદ સર્વદા કાયમ રહેશે ! સુખ દુઃખ ઉભય ભાઈ ભગિની છે એ સદૈવ સ્થાયિ રહેતું નથી.

આજ ભૈરવી પેલી શાંન્તિકુંજમાં જેમાં પહેલાં એકવાર પ્રતાપની સાથેના દરબારમાં પાઠકો ને હમે બતાવી ચૂકયા છીએ તેજ સ્થળે

પોતાની બે સહાયિકાઓ સાથે આજ બેઠી છે. એક બાજુ રવીસેન, રવીદત્ત, વીરસેન, વગેરે બેઠા છે. તથા બીજી બાજુ શારદા રમ્ભા ઇત્યાદિ બેઠાં છે. આ વખતે એ વિષયપર વાતચીત ચાલી રહી છે કે હવે શું કરવું જોઇએ ?

**ભૈરવી**—આજ મહાન આનંદનો દિવસ છે, કે મારૂં ગ્રહણ કરેલું વ્રત સમાપ્ત થવાની અણી ઉપર છે, પણ હજુ કંઇક કામ કરવાનાં છે, મારી આંન્તરીક ઇચ્છા એ છે કે એ લુટારાઓને પણ હવે સરલ અને ઉચિત માર્ગ ઉપર લઇ જવા; પણ એ કામ જરા કઠીન છે, અને સાથે તેને પુરૂં કરવું એ પણ અત્યાવસ્યક છે; કેમકે જ્યાં સુધી લુંટારાઓ સરલ પંથપર નહી આવી જાય ત્યાં સુધી તમે નિર્વિઘ્ન નહી રહી શકો! પણ હવે શું કરવું જોઇએ? કેવા પ્રકારે એ લોકોને આપણી મણ્ડળીમાં શામીલ કરવા જોઇએ ?

**પ્રત.૫**—ઉચિત તો એજ છે, પણ તમે મુસ્કેલિનું કામ માથે લીધું છે; અને થવું પણ અસંભવીત છે એજ સમયે પેલી પણ કાળિ મૂર્તિઓ આવતી જણાવા લાગી. એને દેખતાંજ ભૈરવી ઉઠીને ઉભી થઇ અને પૂર્ણ ભાવથી માન આપી, એમના સામા જઇને લઇ આવી.

મૂર્તિઓ આવીને સભાના મધ્યભાગમાં બેસી ગઇ, સર્વ ઉત્સુકતાથી તેમની તરફ જોવા લાગ્યા.

પેલી પહેલી મૂર્તિ જે જરીક ઉંચી હતી તે બોલી–"મ્હેં થોડ છેટેથી ઉભે ઉભે તમારી વાત સાંભળી છે અને મ્હારી પણ એજ અભિલાષા છે. પણ હજુ એ સમય આવવાને થોડી વાર છે. આજ હું બીજો પણ વળી એક ઉપાય અજમાવી આવ્યો છું. આશા છે કે એનાથી સ્વામીજીની પ્રકૃતિ કંઇક ઠેકાણે આવશે."

**ભૈરવી**—તમે શું કર્યું છે? તમારા લોકોના પરિચયમાં રહેવું એ હું ઉત્તમ સમજું છું, કારણ આપણા એક બીજાના વિચાર અન્યોન્યને મળતા છે.

**મૂર્તિ**—ઠીક છે, એ પ્રમાણે હું પણ તમારા પ્રસંગમાં વધારેને વધારે આવવાને ઉત્સુક છું; પણ કાર્યને હજુ પુરૂં કરવાની કંઇ આવશ્યકતા નથી. (રવીસેન વીગેરે તરફ આંગલી કરીને) પહેલાં એમને નિર્ભય કરી દેવાનો ઉપાય યોજવો જોઇએ !

**ભૈરવી**—મારા સમજવામાં તો એમ આવે છે, કે જ્યાં સુધી

કુમાર સ્વામીનો કાંઈ નિકાલ થયો નથી, ત્યાં સુધી તેમને ઘેર જવા દેવા જોઇએ નહીં. તમારી શી મરજી છે ?

મૂર્તિ—ઠીક છે. એને પણ સાધુ રૂપમાં પરિણીત કરો. પણ શારદા અને રંભાને ક્યાં રાખવા ? એ બાબત ભૈરવીએ કંઇ વિચાર કરીને જવાબ આપ્યો,—"એને માટે આપ ચિન્તા ના કરો; એ લોકોનો હું બંદોબસ્ત કરી નાંખીશ, પણ તમે શો ઉપાય શોધ્યો છે; એ તો બતાવો ?

મૂર્તિ—એ બધું પછી, પણ તે પ્હેલાં હું આપ સર્વને મારી ઓળખાણ કરાવવાની ખાસ અગત્યતા ધારૂં છું; તો તે તમે એક વખત એક ચિત્તે સાંભળો !

"હું એ સમયની વાતનું આપને સ્મરણ કરાવવા માગું છું; કે જે સમયે શ્રીમતી સુલોચના બાઇનો વિવાહ કુમાર સ્વામીની સાથે થયો હતો. એ સમયે વિવાહમાં કોણ કોણ આવ્યું હતું, તેનું વિસ્તાર પૂર્વક વર્ણન કરવામાં બહુજ સમય જાય; પણ એટલું તો કહેવું જ પડશે, કે એ સમયે એવા ઘણા માણસો આવ્યા હતા, કે જેઓને આ લુંટારાઓ સાથે સંબંધ હતો. કુમાર સ્વામીના સાસરીયાંને, ત્યાં સુધી આ બાબતની કંઇ ખબર નહોતી, કે કુમાર સ્વામીના પીતાને લુંટારાઓની ટોળી સાથે કંઇ સંબંધ છે. ફક્ત એ લોકો એટલું જ જાણતા હતા, કે કુમાર સ્વામીનો પીતા એક પ્રતિષ્ઠિત વ્યાપારી છે; અને તે વ્યાપારને લીધેજ તેણે અઢળક ધન સંચય કર્યું છે. કુમાર સ્વામિનાં લગ્ન થઈ ગયાં. ત્યારબાદ થોડાજ દીવસ પછી અચાનક તેનો પીતા મરી ગયો, ઘરમાં જે કંઇ ધન માલ હતો તે કુમાર સ્વામી ઉડાવા લાગ્યો, ચોર, બદમાસ, લુંટારાઓ વીગેરેની સોબતમાં પડયો, એ વખતે જો તેનું કોઇપણ શુભચિન્તક હોય તો તે દૂષ્યન્ત હતો, જેનું નામ આગળ હમે જે વખતે કુમાર સ્વામી પાસે ગયા હતા, તે વખતે જણાવી ગયા છીએ, દુર્વ્યસનમાં પડવાથી, કોઇ એવું વૃદ્ધ અથવા તેનું હીતસ્વી નહીં હોવાથી કુમાર સ્વામી તેનો ઉપદેશ અથવા તેની યોગ્ય વાતો ઉપર બીલકુલ ધ્યાન આપવા લાગ્યો નહીં. અને ખર્ચ બહુજ જારી રાખ્યું. એ સમયે તેની સ્ત્રી પણ ઉમર લાયક થઇ હતી, એ બીચારી ધારતી હતી કે કોઇ પણ રીતે તેને સારે રસ્તે લાવવો, પણ એ નીર્દય તેની વાતો ઉપર બિલકુલ લક્ષ

આપવા લાગ્યો નહીં. પરન્તુ તેને મારવા તથા તેની સાથે અનુચિત વ્યવહાર કરતો જતો હતો. તેની કેવી દુર્દશા હતી એ વાતો જ્યારે સાંભળી આવે છે ત્યારે રોમાંચ જાગૃત થઈ જાય છે.

અસ્તુ । એ દુરાચારીની દશા એવીજ રહી, કે દિવસે દિવસે કંઈ બગડતી ગઇ ? પરિણામ એ આવ્યું કે તેની પાસે જે કંઇ પૈસો ટકો હતો તે ચાર પાંચ વર્ષમાં તેણે ઉડાવી માર્યો અને એક વખતનું ખાવાનું મેળવવાનું પણ તેને માટે મુસ્કેલ થઇ પડયું. હા, વચ્ચે એક વાત કહેવાની તો અમે વિસરી ગયા, કુમાર સ્વામીને "તિલોત્તમા" નામે બ્હેન હતી જે ઉમર લાયક થવા આવેલી છતાં તેનું લગ્ન કરવામાં આવ્યું નહોતું. જો કે કુમાર સ્વામીની પ્રીતિ તેના ઉપર ઘણીજ હતી, પરન્તુ દુર્વ્યસનને લીધે એ કંઇ કરી શક્યો નહિ. અગીયાર વર્ષની ઉમર થઇ જવા છતાં પણ તેનું લગ્ન ના થયું !

ત્યારબાદ એ મૂર્તિએ એક ઉંડો નિશ્વાસ મુક્યો, વળી જરીક રહીને બોલી.

" એ છોકરીના લગ્નને માટે લોકો તેને બહુજ સમજાવવા અને ધિક્કારવા લાગ્યા, એટલે સુધી કે તેના દોસ્તદારોએ તેની દોસ્તિ સુદ્ધાં છોડી દીધિ. હજુ પણ કુમાર સ્વામીની પ્રીતિ તેના ઉપર કંઇક હતી, પણ દુરાચારિ મંણ્ડળી તથા ધનાભાવને લીધે એ એનું લગ્ન કરી શક્યો નહીં, અને મોટા વિચારમાં પડયો; કે હવે શું કરવું જોઇએ. નીચ મનુષ્યોને નીચ વાતોજ સૂઝયા કરે છે, એ પ્રમાણે એની નીચ મણ્ડળીમાંથી એક જણ લગ્ન કરવાને તૈયાર થયો. એ વાતનો નિશ્ચય થઇ ગયો, કે બેઉ તરફનું ખર્ચ પેલો માણસજ કરી નાંખે. એની બ્હેનને જ્યારે આ વાતની ખબર પડી, કે આ છે એના કરતાં પણ અધમ દશામાં પડવાનો મારે સમય આવ્યો છે, ત્યારે તેણે સાફ ઇનકાર કર્યો, અને કહી દિધું કે હું એની સાથે કદી લગ્ન કરીશ નહિ. હવે શું બાકી ! આ વાત સુણતાંજ એ દુરાચારી આગનો ભડકો બની ગયો, અને એણે પોતાની દુષ્ટ મંણ્ડળીની સમક્ષ ફૈંસલો કર્યો, કે એનો હવે શીઘ્ર નિકાલ કરવો જોઇએ. એ વાતની દુષ્યન્તને ખબર પડી. એણે પણ કુમાર સ્વામીને ઘણોજ ધિક્કાર્યો; બલ્કે ત્યાં સુધિ જણાવી દિધું, કે જો તું એને કષ્ટ આપીશ તો હું તારો સર્વ ભેદ ખુલ્લો કરીશ. આ બાબત એમાં ખૂબ યુદ્ધ

યું અને પોતાનાથી બની શકે તો દુષ્યન્તને કોઇપણ રીતે ફસાવી ને મારીજ નાંખવો, ત્યાં સુધિ કુમાર સ્વામીએ નિશ્ચય કર્યો, અને છેવટે એમજ કર્યું, પણ દૈવયોગે એ બચી ગયો.

કુમાર સ્વામીની બ્હેને પણ આ વાત જાણી, અને કોઈ પણ રીતે આ મકાનમાંથી છૂટા થવાનો તે વિચાર કરવા લાગી.

એક દિવસે રાતના જ્યારે કુમાર સ્વામી પોતાની મંડળી પ્રહીત કંઇ બહાર ગયા હતા, ત્યારે દૂષ્યન્ત તથા હું એ મકાનમાં દાખલ થયા, અને યુક્તિ પ્રયુક્તિથી એની બ્હેનને ત્યાંથી બહાર કાઢી દૂષ્યન્તના મકાનમાં મુકી આવ્યા. દૂષ્યન્તની મા અને એની સ્ત્રી એના ઉપર બહુજ ભાવ રાખી એનું પાલન કરવા લાગ્યાં.

ત્યાર બાદ, કુમાર સ્વામી પોતાનું મકાન વેચી, તથા પેલી બિચારી સુલોચનાને સાથે રાખી, પેલા મઠમાં આવી પહોંચ્યા. અને લુંટારાઓનું એક નાનું સરખું લશ્કર એકઠું કરી ઉપદ્રવ કરવા લાગ્યા. પાપીઓનાં જે જે કાર્ય છે તે એ મઠમાં થવા લાગ્યાં, એની સ્ત્રી બધું જોઈ જોઇને ચિન્તા કરવા લાગી. આપ સર્વ કુમાર સ્વામીનું વય, ૫૦ યા તેનાથી પણ અધીક ધારતા હશો! પણ ના હાલ ૩૫ થી વધારે નથી.

એક દીવસ ફરી સુલોચનાએ એને સમજાવ્યો, અને કેટલો ધિક્કાર આપ્યો; પણ એણે બીલકુલ માન્યું નહીં. આ ઉપરથી એણે પણ બધો ભેદ પ્રકટ કરવાની ધમકી આપી વાત ધીરે ધીરે વધવા લાગી, અને કુમારસ્વામી એને પણ સફા કરવાના વીચાર સાગરમાં સ્નાન કરવા લાગ્યા.

સુલોચના પણ એ બધું સમજી ગઇ, અને એ દિવસથી સાવધાન રહેવા લાગી, આ સમયે કુમારસ્વામીની આંખ મીર્જાપુરની તારા નામક વેશ્યા તરફ દોડી. અને હવે વળી સુલોચના ઉપર જે કંઇ પ્રીતિ હતી તે પણ ઓછી થતી ગઇ. એણે દૃઢ સંકલ્પ કર્યો કે હવે એને અહીં રાખવી એ ઠીક નથી. તારાએ પણ એ વાતને અનુમોદન આપ્યું. પણ સુલોચના સાવધાન હોવાથી, ઘણા સમય સુધી એના ઉપર કુમારસ્વામી કંઇ ચમત્કાર અજમાવી શક્યા નહીં.

આ દિવસોમાં લુંટફાટ બહુજ ચાલતી હોવાથી કોઇ વાતની

કમી નહોતી, ખર્ચ પણ ખૂબ થતું હતું. નિત્ય નવા નવા જલસા અને તમાસા થએજ જતા હતા. એ બધું ઠીક હતું, પણ એકાએક બ્હેનના ગુમ થવાથી, કુમારસ્વામીના હૃદયમાં કંઇક ઉદ્વેગ જણાતો હતો; આ બાબત તે કોઇ પણ રીતે ભૂલિ શકયો નહીં.

આ તરફ તારાની સાથે રહેવાના કારણથી, સુલોચના તેની આંખોમાં કાંટાની માફક ખૂંચતિ હતી; પણ કુમારસ્વામીની પાસે એવો કોઇ ઉપાય નહોતો, કે પોતે એને પોતાની પાસેથી અલગ કરી શકે.

હવે પછી, કુમારસ્વામીએ એક અન્ય ઉપાંય અવલંબન કર્યો, તથા તારાને પોતાને ત્યાં બોલાવવાનું બંધ કરી દિધું. સુલોચનાને પુરી પ્રીતિ બતાવવા લાગ્યો, બીચારી ભલી સુલોચના, પણ મનમાં હરખાવા લાગી કે, હવે કંઇક મારો ભાગ્યોદય થયો; અને એની પણ દશા હવે કંઇક સુધરવા ઉપર છે. આ પ્રમાણે લગભગ ત્રણ મહીના વીતિ ગયા પછી છળ પ્રપંચ કરીને કુમારસ્વામીએ સુલોચનાને પુરી રીતે સમજાવી દિધી કે મારો પ્રેમ ફકત ત્હારા ઉપરજ છે. "સરલા સુલોચના પણ તેની વાક્જાળમાં ફસાંણી!"

એક સમયે વર્ષાદના દીવસ હતા; ગંગા પૂરજોશમાં વ્હેતિ હતી. વરસાદ પણ ધીરે ધીરે વરસી રહ્યો હતો; અને સાયંકાળનો સમય હતો.

કુમારસ્વામીએ સુલોચનાને પૂછ્યું—"કેમ સ્હેલ કરવા આવવાની છે ઇચ્છા?"

સુલોચના તરત જવાને માટે તૈયાર થઇ, કુમાર સ્વામી એને સાથે લઇ ગંગા તટપર પહોંચ્યા. અને ત્યાંથી નાવમાં બેસી ધમધોકાર આગળ ચાલ્યા.

આ તરફ રજની ધીરે–ધીરે વધવા લાગી, આકાશમાં વાદળ ચઢી આવ્યું, પવનને લીધે નાવ હાલમ ડોલમ થવાથી સુલોચનાના હૃદયમાં ભીતિ ઉત્પન્ન થઇ.

સુલોચના વારંવાર ઘર તરફ જવાની કુમાર સ્વામીને પ્રાર્થના કરવા લાગી; પણ કુમાર સ્વામી, નિષ્ઠુર હૃદયનો થઇને નાવ આગળ ને આગળ હંકારવા લાગ્યો, વિન્ધ્યાચળથી ઉપડેલું નાવ કોઈ એક ઘાટની નજીક જઇ પહોંચ્યું, ચારે બાજુ અંધકાર છવાઇ ગયો. વરસાદ પૂર જોસમાં વરસવા લાગ્યો. એજ સમયે પાપાત્મા નિષ્ઠુર

કુમાર સ્વામીએ સુલોચનાને ઉચકી ભાગીરથીના અથાગ જળમાં પધરાવી દીધિ, એ દિવસથી એનો પત્તો ના મળ્યો, કે એ કયાં ગઇ!

જે સમયે એ મૂર્તિ ઉપરની બીનાનું વર્ણન કરતી હતી તે વખતે ભૈરવીનાં નેત્રદ્વારા અશ્રુ બિન્દુ ખરે જતાં હતાં. એ મહાન કષ્ટથી આ વાત સાંભળી રહી હતી; ત્યાં જેટલાં બેઠાં હતાં, તે સર્વે તેની એવી દશા જોઇને વિસ્મિત થઇ રહ્યાં હતાં.

મૂર્તિ પૂનઃ એકવાર બોલી—"હમે બહુજ શોધ કરી; પણ તેથી કંઇ ના વળ્યું. હા, પણ એટલી ખબર મળી છે કે, એ ડુબી ગઇ નથી, બલ્કે મિર્જાપુર અથવા વિન્ધ્યાચળમાં રહે છે. (આક્રંદ કરતાં) હા ! આપ સર્વે ધ્યાન દઇને સાંભળો—"હુંજ એ દુર્ભાગિનીનો ભાઇ દુર્ભાગી સરજુ છું."

એટલું સાંભળતાંજ ભૈરવી ઝડપથી પ્રેમાવેશમાં ઉઠી, અને જતી કે સરજુના ચર્ણમાં પડીને બોલી-" ભાઇ ! હુંજ તમારી અભાગિનિ બ્હેન સુલોચના."

---

## ત્રિવિંશત્ પરિચ્છેદ.

### પશ્ચાત્તાપ.

જે સમયે કુમાર સ્વામી બેહોશ થઇને જમીન ઉપર પડયા એજ સમયે કુમાર સ્વામી જે સ્ત્રીને મૂર્દુ સમજતા હતા, તે ઉઠીને બેઠી થઇ, અને કુમાર સ્વામીને બેહોશ દેખી તેને હુંશીઆરીમાં લાવવાનો યત્ન કરવા લાગી. કેટલાક લુંટારાઓ પણ તેમાં સહાય કરવા લાગ્યા. થોડા સમય પછી કુમાર સ્વામીને કંઈ ભાન આવ્યું, અને તે આંખો બંધ રાખીને બડબડવા લાગ્યા—"તિલોત્તમા ! મેં તને બહુજ દુઃખ દીધું છે; પણ હાય ! એ મારી અંતરની ઇચ્છા નહોતી, ધનમાલથી ખાલી થઇ જવાને લીધે, તથા મારી દુષ્ટ મણ્ડળીને લીધે, હું એ સમયે તારા ગુણો ભૂલી ગયો હતો, અને તારા ઉપર અત્યાચાર કરવાને પણ તૈયાર થઇ ગયો હતો. પણ હાય ! તારા ગુમ થવાથી

હજુ પણ હું તને ચારે તરફ શોધતો રહ્યો છું, પણ તારો કંઇ પત્તો નહી લાગવાથી લાચાર થઇને મારે એ વાત ભૂલવી પડી. હું એ નહોતો જાણતો, કે તારી આવી દુર્દશા થઇ ગઇ છે. અને તું મારેજ લીધે જંગલો જંગલ ભટકી રહી છે. એ નિર્દય કોણ હતું કે જેણે તારો પ્રાણ લીધો ? હા ! એ નિર્દયને તારાજેવી સુકુમારીનો પ્રાણ લેતાં દયા ના આવી ! પણ એ પણ કેવું ? જ્યાં તારૂં કોઇ રક્ષકજ નહોતું, ત્યાં પછી શું ? તિલોત્તમા ! મારી વ્હાલી વ્હેન ! હા ! ખરેખર તું આ સંસારમાં નથી ? અને......"

કુમાર સ્વામીની વાતોમાં ભંગ પડયો. કોઇએ પ્રત્યુત્તર આપ્યો,– ' જો હજી પણ તું નીતિને રસ્તે આવી જાય, જો હજી પણ તું એ કુકર્મોનો ત્યાગ કરે, તો તારી વ્હેન હાલજ તારી નજર સામે ઉપસ્થિત થાય છે !

આ શબ્દો સાંભળતાંજ કુમાર સ્વામી ચમકી ઉઠયો, અને એમજ જણાયું કે જાણે તિલોત્તમાજ ના બોલતી હોય ! એણે આંખો ઉઘાડી, પણ સામે કોઇ જણાયું નહીં. ના પેલી લાસ હતી કે ના લુંટારાઓ. પરન્તુ એ સર્વેને બદલે એક સુન્દર ભૈરવી તેની સમક્ષ ઉભી હતી.

કુમાર સ્વામીને સાવધાન દેખી પેલી ભૈરવી બોલી–"કુમાર સ્વામી! જો તારા કુકર્મોથી તારી કેવી દુર્દશા થઇ રહી છે; તારી પાસે આ સમગ્રે અઢળક ધન છે, એ હું સારી રીતે જાણું છું. પણ એટલું તો કહે કે એટલું બધું ધન હોવા છતાં તારાં હૃદયમાં શાન્તિ છે?

જરા વિચાર કર, અને જો કે આટલું ધન તથા પચાસ માણસો ઉપરની તારી પ્રભુતા તને શું સુખ આપી રહી છે ? તું સમજી અને જાણી શકે છે કે તારાં એ કુકર્મોનું ફળ કેવું ભયંકર અત્યારે તને જણાય છે, અને કોણ જાણે આગળ શું થશે ? એજ દુષ્કર્મને લીધે દુનિયામાં તારી કેવી નિન્દા થઇ રહી છે! તારી સ્ત્રી તારી પાસે નથી ! તારી વ્હેન તને ત્યાગીને ચાલી ગઇ છે ! સંસારમાં તું તારૂં મ્હોં સરખું બતાવી શકતો નથી; તો પછી જરી કહીશ કે આ ધનનું શું ફળ છે ? કુમાર સ્વામી ! હજુ પણ તું એમજ સમજતો હોઇશ કે હું સ્વચ્છન્દિ છું, મારૂં કોઇ શું અનિષ્ટ કરી શકે તેમ છે મારી પાસે અઢળક ધન સંપત્તિ છે, મોટૂં બળ છે, તથાપી જો તું

વીચાર કરી જોઇશ:તો એ સર્વ તારે કંઇ કામનાં નથી. જો આપણુંજ માણુસ કામમાં નથી આવતું તો પારકું કેવી રીતે આવી શકે? આટલાં માણુસો વખત આવે શું તારી સાથે રહેશે? એ તારી આશા વ્યર્થ છે એટલો પૂર્ણ વિચાર કરવો જોઇએ કે જે આપણું છે તેજ અણીના સમયે કામમાં આવે છે. હજુ પણ કંઇ બગડયું નથી, હજુ પણ જો તું ધારે તો કુમાર્ગને ત્યાગી સુમાર્ગપર આવી શકે તેમ છે. જરા વિચાર તો કર, કે તેં તારી સ્ત્રીને કેવી નિર્દયતાથી ગંગાના પ્રવાહમાં ફેંકી દીધી છે? શું વિશ્વાસ કરવાનું આજ ફળ મળે છે? શું તું જેના ઉપર વિશ્વાસ રાખે તે તને આવી રીતે નુકસાન પહોંચાડે તો તે તું પસંદ કરીશ? એ ગરીબ બિચારી અબળાએ તન, મન, પ્રાણ, સર્વ તને અર્પણ કર્યું હતું, જે પ્રમાણે તું એનાપર અત્યાચાર કરતો ગયો, તેમ તેમ તે વધારે ને વધારે સહન કરતી ગઇ, તારા ઉપરજ એ વિશ્વાસ રાખી રહી, એજ વિશ્વાસને લીધે જ્યારે તું આ કુમાર્ગપર પાછો ચઢી ગયો, તે છતાં પણ એ તારી સાથેજ રહી. શું એનું ફળ તેં એને એજ આપ્યું, કે એને ગંગાના અગાધ જળમાં ઉચકીને નાંખી દીધી? વાહ! તેં આવી જટા વધારી છે. સાધુઓના જેવો વેશ ધારણ કરીને રહે છે, પણ શું સાધુઓના જેવાં કર્મ પણ કરે છે? અસ્તુ જે થઇ ગયું તે થઇ ગયું. જો હજુ પણ તું કંઇક ચેતે તો કશું બગડયું નથી, સર્વ હતું તેવુંજ થઇ શકે છે. તારી સ્ત્રી પણ તને મળી શકે છે, અને તારૂં માન પણ તું એવુંજ વધારી શકે છે. અત્યારે તારી પાસે ઘણું ધન છે. એ ધનનો સદુપયોગ કરીને સારી નામના કમાઇ શકે છે. કહે, કહે જલ્દી કહે તારી શી મરજી છે? સંસારમાં રહીને સુખ ભોગવવું છે યા રાજદણ્ડ પામીને પ્રાણ ગુમાવવો છે?

ભૈરવી એટલું કહીને ચુપ થઇ ગઇ, અને કુમાર સ્વામીના મ્હોં સામું જોવા લાગી. આ વખતે કુમાર સ્વામીની વિચિત્ર દશા થઇ રહી હતી, એની આંખોમાંથી આંસુ વહે જતાં હતાં. એ કંઇ બોલવા ચ્હાતો હતો પણ કંઇ બોલી શકતો નહોતો.

બહુજ સમય પછી કુમાર સ્વામી બોલ્યા—" એ હું પણ જાણું છું કે હવે મારા દિવસો આવી પહોચ્યા છે. મારાં સર્વ સ્થાનોના ભેદ શત્રુઓ જાણી ગયા છે. અને હવે હું થોડા સમયમાંજ

પકડાઈ જઇશ, પણ શું તું સત્ય કહી શકે છે કે જો હું આ મણ્ડળીનો ત્યાગ કરૂં તો રાજ્ય દંડથી ઉગરી શકું? અને પુનઃ સારી રીતે મારૂં જીવન વ્યતીત કરી શકું? નિઃસંદેહ મારી પાસે ધનની ખોટ નથી, પણ કદાચ અભાવ છે તો માત્ર સ્વતંત્રતાનો. સાથે શું તું એ પણ મને વિશ્વાસ આપે છે કે મારી સ્ત્રી પણ મને મળી જશે?

**ભૈરવી**—( ગંભીર સ્વરે ) નિઃસંદેહ બધું થઈ શકે છે. જો તેં તારાને લીધે તારી સ્ત્રીનો ત્યાગ કર્યો, પણ શું વેશ્યા તે કદી કોઇની સગી થઇ છે? એ કેવી રીતે તને ઠગીને ચાલતી થઇ? તેમ છતાં પણ હજુ તું તેની શોધમાં છે ત્હારા માણસોને તેં તેની શોધ માટે મોકલ્યા છે, પણ એ હમેશાં તને જુવે છે. તારી પાસે આવ જાવ કરે છે, પણ તું એને ઓળખી શકતો નથી. અને એ પણ તારી પાસે આવતી નથી, હું જાણું છું કે તેં એને બહુજ ધન ખવરાવ્યું છે, તેને માટે કષ્ટ સહન કર્યું છે, તેની સાથે પ્યાર કર્યો છે," પણ શું તેનું ફળ તું સારી રીતે મેળવી શક્યો? શું એ પણ તને એવાજ પ્રેમથી ચ્હાય છે? કોઇ દિવસ પણ તેં આ બાબતની પરિક્ષા કરી છે.

કુમાર સ્વામી બીલકુલ મૌન્ય હતા, એમના મ્હોમાંથી એક શબ્દ પણ નીકળતો ન્હોતો, માંનો કે એનામાં બોલવાની શક્તિજ નથી, એ ઘણીવાર સુધી બેઠે બેઠે ભૈરવીની બાબતો ઉપર વિચાર કરતો રહ્યો પછી બોલ્યો—" જો કે તમારૂં કહેવું દરેક રીતે સત્ય અને માનવા જેવું છે, તોપણ જ્યાં સુધી મને એ બાબત ઉપર વિશ્વાસ લાગશે નહી કે મારી સ્વતંત્રતા હું ફરીથી મેળવી શકીશ ત્યાં સુધી હું તમારી વાતોપર પુરેપુરો વિશ્વાસ રાખી શકતો નથી. પણ અત્યારેજ એ બાબતની પ્રતિજ્ઞા કરૂં છું કે જે વખતે મને એ બાબતપર વિશ્વાસ આવશે તેજ વખતે હું આ લુંટારાઓની મણ્ડળીનો ત્યાગ કરીશ.

એ ભૈરવી એનો ઉત્તર દેવા જતીજ હતી, કે એકાએક પાછળના એક લતા મણ્ડળમાંથી શબ્દ થયો—" અવસ્ય એમજ થશે તારી સ્વતંત્રતા અને તારી સ્ત્રી એ બેઉ તને સાથેજ મળશે."

કુમાર સ્વામી અને ભૈરવી બન્ને આ શબ્દો સાંભળીને ચમકી ઉઠયાં, કુમાર સ્વામીએ આશ્ચર્ય ચકિત થઇને પુછયું—"હેં! આ શું! આતો મારી પત્નિના જેવોજ શબ્દ સંભળાય છે!

એટલું કહીને એ લતા મંણ્ડળ તરફ ગયો. પણ ત્યાં કંઇ વિચિત્રજ લીલા થઇ ગઇ. ત્યાં એની સ્ત્રી તો એના જોવામાં ના આવી પણ પેલી ત્રિશૂળ ધારિણી ભૈરવી મૂર્તિ સામેથી આવતી જણઈ.

આ વખતે ભૈરવીને આવતી જોઇ કુમાર સ્વામી કંઇ પણ કર્યા શિવાય મૂઢની માફક એકાએક ઉભા થઇ ગયા, ભૈરવી પણ આસ્થે, આસ્થે તેની પાસે આવી અને બોલી—"સ્વામીજી! શું થાય છે? શા વિચારમાં ઉભા છો?" પણ કુમાર સ્વામીએ કંઇ ઉત્તર આપ્યો નહીં, કોણ જાંણે ભૈરવીને જોઇને શાથી તેનું હૃદય ઉભરાઇ આવતું હતું, તથા ભૈરવીને જોઇને એક પ્રકારની ભક્તિ તેના ઉપર ઉત્પન્ન થતિ હતી.

**ભૈરવી**—"સ્વામીજી! શો વિચાર છે? શું તારાની વાટ જોઇ રહ્યા છો, યા કોઈ નવો શિકાર મેળવવાની ઉત્કંઠા છે?

**કુમાર સ્વામી**—કંઇ નહીં, અમસ્તોજ ઉભો રહ્યો છું.

**ભૈરવી**—શું લુંટારાઓનો સંગ ત્યજી દીધો?

**કુમાર સ્વામી**—એમજ સમજોને!

**ભૈરવી**—જે દિવસે એવો નિશ્ચય થઇ જાય, કે તમે કુમાર્ગનો ત્યાગ કર્યો છે અને સુમાર્ગપર આવ્યા છો. એ દિવસ હું ધન્ય ભાગ્ય સમજું. અને જગદમ્બાનું પૂજન કરૂં, પણ હા! ક્યાં એ દિવસ કે હું તમને એ દુષ્ટ મણ્ડળીથી અલગ થએલા સ્વતંત્ર જોઇશ? કુમાર સ્વામી! દિવસે ભૂલા પડેલા સાયંકાલે પણ ઘેર અવાય તો કંઇ નુકશાન નથી. હજુ પણ ચેતો, અને સંભાળો, હજુ પણ કંઇ બગડયું નથી.

એજ સમયે પેલી યોગિની પણ એજ સ્થાન ઉપર આવતી દેખાવા લાગી ભૈરવી એને જોતાંજ તેની તરફ ધસી અને જઇને એને ગળે બાઝી પડી.

ભૈરવીનો આવો પ્રેમ દેખી યોગિની આશ્ચર્ય પામી ગઇ અને કુમાર સ્વામી પણ આશ્ચર્ય ચકિત થઇને તે બંન્ને તરફ જોવા લાગ્યો, એજ સમયે પેલી ત્રણે મૂર્તિઓ પોતાની સાથે બીજી બે ભૈરવીઓ સહીત આવી પહોંચી અને કુમાર સ્વામીની સન્મુખ ઉભી રહી.

એમને આવતાં જોઇ પેલી પહેલી ભૈરવી બોલી—"સ્વામીજીનું

એમ કહેવું છે, કે તેમને સંપૂર્ણ વિશ્વાસ બેસી જાય, કે આની પછી મારી સ્વતંત્રતા લૂંટી લેવામાં નહીં આવે, અને મારી સ્ત્રી મને મળી જશે તો આજથી હું એ લુંટારાઓની મણ્ડળીનો ત્યાગ કરવાને તૈયાર છું. તમારામાંથી કોઇ પણ મનુષ્ય મેં જણાવ્યું તેની પૂરેપુરી ખાત્રી આપી શકે તેમ છે?

**એક મૂર્તિ**—અવશ્ય એ કામ હું મારે માથે લઉં છું, કે એને પહેલાંની માફક સ્વતંત્રતા તથા સ્ત્રી આદી સર્વ મેળવી આપીશ.

**કુમાર સ્વામી**—હેં ! શું એ હયાત છે ? અવશ્ય જીવિત છે! મેં હાલ ઘડી તેના જેવો શબ્દ સાંભળ્યો છે. પણ ઓહ ! કદાચીત આ એક મારો મીથ્યા ભ્રમ હશે? કેમકે એવડા મોટા જબરદસ્ત ગંગાના પ્રવાહમાંથી કદાપિ ઉગરી પાછી આવી શકે નહીં.

એજ સમયે ફરી શબ્દ થયો—"અવશ્ય આવી શકે છે ! ઇશ્વરનો મહીમા અપાર છે ! મારવાવાળાથી જીવાડનાર હમેશાં બળવાન હોય છે."

આ ઉપરથી કુમાર સ્વામી ફરી ચમક્યા, આ શબ્દ પણ બરાબર એની સ્ત્રીના જેવોજ સંભળાયો, પણ કઇ બાજુથી શબ્દ સંભળાયો, અથવા કોણ બોલ્યું, એની કંઇ ખબર પડી નહીં.

**કુમાર સ્વામી**—"ઓહ! ફરી પણ એવોજ અવાજ !! આ અવાજ ક્યાંથી આવે છે, જણાય છે કે કોઇ નજીકમાંથીજ બોલી રહ્યું છે. પણ કેમ કોઇ જણાતું નથી !"

એ સાંભળીને ભૈરવી હશી પડી, સાથે સર્વ એકી અવાજે હસવા લાગ્યાં.

**કુમાર સ્વામી**—તમે સર્વ મને એવોજ ઉપદેશ આપી રહ્યાં છો કે, આ લુંટારાઓનો ત્યાગ કર, તથા કુમાર્ગને છોડીને સુમાર્ગ પર આવ, પણ મને એ કંઇ સમજણ પડતી નથી, કે મને આટલી બધી સહાય કરવાનું શું કારણ છે ? તમારો અને મારો શો સંબંધ છે તથા આપ સર્વ પડછાયાની માફક મારી પાછળ કેમ પડયાં છો ?

**ભૈરવી**—સાધુ સંન્યાસિયોનો એજ ધર્મ છે, કે સદા સર્વદા બીજાનું ભલું કરવું, જેમાં સંસારને કંઇ લાભ હોય એવાં કાર્ય કરતા રહેવું. બીજાઓને ઉચ્ચ પંથ બતાવવો એજ સાધુ સંન્યાસિઓનો

ધર્મ, સર્વ જીવન મર્મ છે. પરોપકાર એજ અમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે. એજ કારણથી હમે પણ આકાંક્ષા રાખીએ છીએ કે તમે કંઇક ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરો.

**કુમાર સ્વામી**—જો કે સાધુ સંન્યાસિઓનો ધર્મ છે, કે સંસારમાં સુખ વિસ્તારવું, પણ તમે લોકો તો મને કાળના મ્હોમાં નાંખવાના યત્ન કરી રહ્યાં હતાં! શું એનું નામજ પરોપકાર છે?

**ભૈરવી**—જો અમારી એવીજ ઇચ્છા હોત તો તમે ક્યારનાએ રાજ દંડ પામ્યા હોત, પણ નહીં અમે લોકો તમારા શત્રુ નથી, પણ ઇચ્છિએ છીએ, કે તમે તમારા કુટુંબ પરિવાર સહીત સુખમાં જીંદગી ગુજારો.

**કુમાર સ્વામી**—તો હવે તમારો શો વિચાર છે? જો કદાચ તમે પૂરેપૂરા હીતસ્વી હો તો તમે મને તમારી પૂરેપૂરી ઓળખાણ આપો.

**ભૈરવી**—જ્યાંસુધી તમને અમારા ઉપર દ્રઢ વિશ્વાસ નથી ત્યાં સુધી અમે તમને અમારો કોઇપણ તરેહનો પરિચય આપી શકતા નથી, તેમ જ્યાંસુધી અમને પણ તમારો સંપૂર્ણ ભરોંસો નથી કે તમે અવશ્ય લુંટારાઓનો સંસર્ગ ત્યાગ કરશો, ત્યાંસુધી પરિચય આપવાનું તદ્દન અસંભવિત છે.

કુમાર સ્વામી, આ પ્રમાણે સાંભળીને કેટલોક વખત ચુપ રહ્યા, ફરી કંઈ વિચાર કરીને બોલ્યા—" મારા પાંચ સાથી હતા તે અહીંથી ક્યાં ગયા?"

**ભૈરવી**—આપ એમને બોલાવો, એ લોકો અવશ્ય આવશે.

એજ વખતે કુમાર સ્વામીના બોલાવ્યા સિવાય પાંચે મનુષ્યો આગળ આવીને ઉભા રહ્યા. અને એઓમાંથી પ્રતાપ આગળ આવીને કહેવા લાગ્યો—' આજ એ સાંભળીને મને બહુજ આનંદ થયો છે, કે આપ આ લુંટારાઓની મણ્ડળીનો ત્યાગ કરવાને ચ્હાઓ છો, જો કે તેથી બીજા મનુષ્યોને તો એ સાંભળવાથી વિષાદ ઉત્પન્ન થશે, પણ મારો તો એજ વિચાર છે કે એ લોકોને પણ સુમાર્ગ પર લાવવાનો પ્રયત્ન કરવો જોઇએ, પરંતુ જો એ લોકો ના માને, તો તેમનો ત્યાગ કરીને તેમનાથી અલગ થઇ જવું એજ શ્રેયસ્કર છે. એથીજ અમારા લોકોનું પણ કલ્યાણ છે. નહીં તો હવે બીજો કંઈ રસ્તો નથી."

વીરભદ્રએ પણ પ્રતાપની વાતને અનુમોદન આપ્યું અને અન્ય

લુંટારાઓ પણ જેઓ આ વખતે હાજર હતા, એમણે પણ હવે પોતાને બચવાનો એકે ઉપાય નહીં હોવાથી પ્રતાપના વિચારનેજ સંમતિ આપી.

જ્યાંસુધી એ લોકો બોલતા રહ્યા, ત્યાંસુધી કુમાર સ્વામી મૌન્ય ધારણ કરીને ઉભે ઉભે તેમની વાતોજ સાંભળતા રહ્યા, એજ સમયે વળી એક અન્ય બીના બની; પહેલી મૂર્તિએ આગળ આવીને કુમાર સ્વામીના કાનમાં કંઇક કહ્યું, જે સાંભળતાંજ એ ગભરાઈ ઉઠયા અને એજ સમયે લુંટારાઓનું મણ્ડળ છોડવાને માટે તૈયાર થઇ ગયા.

આ સમયે ભૈરવીની પ્રસન્નતાનું કંઇ પ્રમાણ નહોતું એની પ્રસન્નતા નિહાળીને કુમાર સ્વામી પણ સાનંદાશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા હતા, અને વિચાર કરતા હતા કે એને કંઇ પૂછી લે, પણ એટલામાંજ પહેલી ભૈરવી ત્વરાથી પોતાના ભગવાં વસ્ત્રનો ત્યાગ કરીને કુમાર સ્વામીના ચર્ણારવિંદનો આશ્રય યાચવા લાગી.

કુમાર સ્વામી એને દેખતાંજ વિહ્વલ બની ગયા અને એને જમીનપરથી ઉઠાડીને તેની પીઠપર હાથ ફેરવવા લાગ્યા અને બહુજ પ્રેમથી ઉદગાર કાઢ્યા " તિલોત્તમા ! મારી વ્હાલી વ્હેન ! તારૂં શબ દેખીને હું બહુજ દુઃખી થયો હતો એનો કંઇ પારજ નહોતો, પણ એકાએક તારૂં મૂર્દું આશ્ચર્ય રીતે ગેબ થતાં ભૈરવી સ્વરૂપે જણાયું. એ જોઇ મને બહુજ નવાઇ લાગી, અને વિચાર કરતો હતો કે તું ભૈરવી સ્વરૂપે મને ઉપદેશ કરી રહી છે સત્ય તો એજ છે કે ત્હારાજ પૂણ્ય પ્રતાપથી, આજ હું આ કુકર્મોનો ત્યાગ કરીને સત્કર્મના રસ્તાપર આવવાની ઇચ્છા રાખું છું. "

**તિલોત્તમા**—( ભૈરવી તરફ દૃષ્ટિ કરીને ) આ બધો એમનોજ મહીમા છે ?

**કુમાર સ્વામી**—એ કોણ છે ?

**તિલોત્તમા**—સમયે એ પણ તમને જણાશે ?

**કુમાર સ્વામી**—તો એ સમય કયારે આવશે ?

**તિલોત્તમા**—જ્યારે તમે લુંટારાઓનો સંગ ત્યજી દેશો ત્યારે

**કુમાર સ્વામી**—" આજ ઘડીએ " કહીને લુંટારાઓના સામે જોવા લાગ્યાં

એજ વખતે પ્રતાપે જોરથી સીટી બજાવી અને અણુમાત્રમાં લુંટારાઓની મણ્ડળી આવતી જણાવા લાગી.

---

## ચતુર્વિશત પરિચ્છેદ.

## કુમાર સ્વામી અને સુલોચના.

થોડા એક સમયમાં ત્યાં આગળ વળી બીજા કેટલાક લુંટારાઓ આવી પહોંચ્યા. જેઓ નહોતા આવી પહોંચ્યા, તેમને બોલાવવાને માટે, કેટલાક લુંટારાઓને મોકલવામાં આવ્યા. અલ્પ સમયમાં લુંટારાઓનું મણ્ડળ ત્યાં આગળ જમે થઇ ગયું.

ભૈરવીની આજ્ઞાથી રાજા રવીસેન, રવીદત્ત, વીરસેન, શારદા રમ્ભા વિગેરેને ઉક્ત સ્થાને બોલાવવામાં આવ્યા.

જે વખતે સમસ્ત મંડળ એકત્રિત થયું, તે વખતે ભૈરવી હાસ્ય ભરિત્ મુખમુદ્રાએ ઉઠીને ઉભી થઇ અને કહેવા લાગી–" આજનો દિવસ બહુજ આનંદનો છે કેમકે શ્રીમાન્ સ્વામીજી પોતાનો હાલમાં દ્રષ્ટિગોચર થતો કપટી વેષ તથા લુંટારાઓના મણ્ડળનો આજથી ત્યાગ કરવાની ઉત્કંઠા રાખે છે.

ભૈરવીની આ વાતથી સર્વના મનમાં આશ્ચર્ય ઉત્પન્ન થયું, અને સર્વે પૂજ્યભાવે આનંદમાં આવીને તેના સામુંજ જોઇ રહ્યા.

**ભૈરવી**—આપ સર્વને એમાં કંઇપણ નવાઇ પામવાજેવું નથી, કારણ આ અખિલ સંસાર પરિવર્તનશીલ છે, એમાંની સર્વ વસ્તુ પરિવર્તન થયાજ કરે છે, તથા એજ નિયમાનુસાર આજ કુમાર સ્વામીના હૃદયનું પણ પરિવર્તન થયું છે. અને તેથીજ એઓ આજે અનિતીના પંથનો ત્યાગ કરી નિતીના પંથપર આવવાને ઇંતેજાર છે. વિધાતાનો મહિમા અપરંપાર છે, એના વિધાનને કોણ જાણી શકે તેમ છે, કે ક્યારે શું થશે, તથા આ શું થઇ રહ્યું છે. એજ પ્રમાણે સ્વામીજી પણ એક......( કંઇક વિચાર કરીને ) જો કે બની શકે તેમ છે, છતાં એઓ પોતેજ પોતાના જીવનનું વર્ણન કરશે. પણ મારી એક અભિલાષા છે, કે ફકત કુમાર સ્વામીજ નહીં, પરન્તુ સમસ્ત દસ્યુદળ એ કુકર્મનો ત્યાગ કરે તો તે બહુજ ઉત્તમ વાત છે. કારણકે પાપનું ફળ અવશ્ય સજા વીના રહેતુંજ નથી. જો કે અત્યાર સુધી તો એ લોકો નિર્વિઘ્ન રીતે પોતાના દિવસો પસાર કરતા

આવ્યા છે. છતાં પણ એવો કંઇ નિશ્ચય નિયમ નથી કે એમના દિવસો એવીજ રીતે હમેશાં આવા સુખમાંને સુખમાંજ જશે; કેમ જાણ્યું કે એમને પણ પોતાનું જીવન કારાગૃહમાં વિતાડવું નહીંજ પડે, અથવા તો રાજદણ્ડ પામવાનો સમય નહીં આવે? એમ છતાં કદી અત્યારેજ એ લોકો સમજી જાય અને પોતાના દિવસો સુખરૂપ અન્ય વ્યવસાય યાતો નોકરીદ્વારા ગુજારે તો તેમાં શું ખોટું છે? સાથે હું એટલું પણ વચન આપું છું કે કદિ જો એ લોકો એમના કુકર્મોનો ત્યાગ કરવાને અત્યારથીજ તૈયાર હોય તો હું એમને યથા શકિત મદદ કરવાને તૈયાર છું!

એટલું કહીને ભૈરવી બેસી ગઇ. એજ સમયે કુમાર સ્વામી ઉભા થયા, તથા નમ્ર સ્વરે બોલ્યા—આપ સર્વને આ પ્રમાણે સાંભળીને આશ્ચર્ય જેવું લાગતું હશે, કે આજે વળી આ શું થઇ રહ્યું છે. પણ હું તમારા સર્વની સમક્ષ મારા જીવનમાંની મુખ્ય મુખ્ય બેચાર જાણવા અને ધ્યાનમાં રાખવા જેવી બાબતોનું વર્ણન કરવાની આકાંક્ષા રાખું છું. મને સંપૂર્ણ ખાત્રી છે. કોઇ કોઇને, કંઇ કંઈ પણ ઉપદેશ લેવાનો એમાંથી મળી આવશે.

મારો જન્મ ક્ષત્રીય વંશના એક કુળવાન કુટુંબમાં થયો હતો પિતા ધનાઢ્ય હતો, કોઇ પણ વાતની ચિન્તા નહોતી. પિતાજી ધન ઉપાર્જન કરતા હતા, તેમ હું આનન્દથી શોખમાં ખર્ચ કરતો મારા દિવસો સુખમાં વ્યતિત કરતો હતો. હું જે વખતે બાળક હતો, તે વખતની મારી દશાનુ વર્ણન કરવાની ઉપેક્ષા રાખું છું. મારી બાલ્યાવસ્થા કેવળ લાડ પ્યારમાંજ મેં વિતાવી, મારા પીતાએ પોતાની સ્થિતિ પ્રમાણે એટલાજ લાડ કોડથી મારૂં પાલન પોષણ કર્યું, પણ એ લાડ કોડ મારે માટે વિષ તૂલ્ય થઇ પડયું. જો મારા પીતાએ લાડ પ્યાર કર્યા કરતાં મને ઉચ્ચ શિક્ષા આપી ભણાવ્યો હોત તો આજ મારી આ દશા આવત નહીં! બાળપણમાં સદ્દશિક્ષાનો અભાવ એજ મારી ચિત વૃત્તિને કુમાર્ગે જવાનું એક કારણ મળ્યું જો કદાચ બાલ્યાવસ્થામાં માતાપીતા ફક્ત લાડ કોડમાં ધ્યાંન આપ્યા કરતાં પોતાના બાળકોને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવાની ઇચ્છા રાખતા હોય તો એઓનું એ પ્રધાન કર્તવ્ય છે, કે એમને વિદ્યાભ્યાસ કરાવવો પણ મારાં પિતા તો ધન બળથી ગર્વિત હતા, તથા એમનો

પણ ધુંટારાઓ સાથે સંબંધ હોવાથી, એઓ ખૂબ ધન પ્રાપ્ત કરતા હતે. કહો કે જેને આટલું બધું હતું, તે કોઇ દિવસ કોઇનું કહ્યું માને ખરો ? એજ પ્રકારથી હું કોઇ પણ જાતનું જ્ઞાન મેળવી શક્યો નહી; અને ઇચ્છાનુસાર હાથમાં રૂપીઆ આવવાથી હું દિવસે દિવસે કુમાર્ગપર વળી ગયો. મારૂં લગ્ન પણ થઇ ગયું, અને થોડા સમય પછી મારા પિતા પણ ગુજરી ગયા પિતાના મૃત્યુ પછી જેટલુ ધન હતું તેટલું મેં કુકર્મોમાં ઉડાવી માર્યું, અને હું એક ભિખારી તૂલ્ય થઇ ગયો. એ વખતે દોસ્ત હતા તે પણ મને દુશ્મન સ્વરૂપે જોવા લાગ્યા; અને સૌ અલગ થઇ ગયા, હા ! પણ એક વાત તો રહી ગઇ, તિલોત્તમા નામે એક મારી બ્હેન હતી, એજ કુકર્મોને લીધે તથા મારી ધનહિન અવસ્થાને લીધે હું તેનું લગ્ન કરી શક્યો નહીં. છેવટે હું એવી સ્થિતિએ પહોંચી ગયો કે હું એને મારી નાંખવાને તૈયાર થઇ ગયો, પણ એ પોતે બુદ્ધિમાંન હોવાથી કોઇ પણ રીતે મારા હાથમાંથી સટકી ગઇ, આપ નજર કરો ( તિલોત્તમાને બતાવતાં ) આ મ્મારિ એજ બ્હેન છે જેને મ્હારે હાથેજ હું મારવાના ઉપાયો યોજતો હતો ! પણ આજ એનાજ પ્રતાપથી કુમાર્ગને ત્યાગી સુમાર્ગપર આવવાની ચાહના રાખુંછું. અસ્તુ ! એ સમયે મારા જેટલા સાથી હતા તે બધા સ્વાર્થિ વિશ્વાસ-ઘાતક, તથા ધન લુંટી જનારા હતા. યદી જો તે વખતે મારૂં કોઇ હીત ચહાનાર હતું તો તે દુષ્યન્ત તથા અર્જુન માત્ર પણ દુરાચારી મીત્રોને લીધે મેં એમનું કહ્યું બીલકુલ માન્યું નહીં. અને ઉલટું છેવટે એક દિવસ એ બેઉને પહાડનાં કોતરોમાં ધક્કેલી આવ્યો ! એ દિવસોથી એ લોકો મને ફરી જણાયા નથી. મ્હેં પણ એમજ માની લીધું કે તેઓ તો મરી ગયા. બસ એજ દિવસથી હું નિશ્ચિંત થઇ ગયો અને મનમાં સમજી ગયો. કે મારા રસ્તામાંથી એક કંટક તો દૂર થઇ ગયો. પણ હવે જો વિચાર કરૂં છું તો મને એજ માલમ પડે છે કે આ સંસારમાં એવા હૈતેષી મને કોઇ નહીં મળે નિઃસંદેહ જો હવે એ ઉભય મિત્રોનો મને પુનઃ એકવાર મેળાપ થાય તો હું એમના ચર્ણમાં પડીને એમની ક્ષમા માગું; પણ હા ! હવે એ વિચાર કરવો એ વ્યર્થ છે. અસ્તુ ? મારૂં ખર્ચ વધતુંજ ગયું અને સાથેને સાથે મ્હારી દુર્દશા પણ વર્તતિ ગઇ, બ્હેનનું લગ્ન નહીં થવાથી અને તેના નાશી

જવાથી સમાજમાં મારી અપકિર્તિ થવા માંડી અને મ્હોં સુદ્ધાં દેખાડવાને લાયક ના રહ્યો. જે સમયે હું મારા એ સ્નેહીઓને કાળની દાઢમાં ધકકેલી આવ્યો એજ સમયથી માંનો કે મારા હૃદયની અંતઃકરણની પ્રસન્નતા પણ જતી રહી અને હું હૃદય શુન્ય જેવો થઇ ગયો. ત્યારબાદ દુરાચારી મનુષ્યોના સંગને લીધે હું મારૂં ઘરબાર છોડીને આ પર્વતના મઠમાં રહેવા લાગ્યો.

આ મઠનું વૃતાંન્ત હું શરૂવાતથીજ જાણતો હતો, પિતાજી બરાબર કહેતા હતા કે વિન્ધ્યાચળ પર્વતપર એક મોટો "**ભયંકર મઠ**" ખાલી પડયો રહ્યો છે, જેમાં અતિષય મોટો ખજાનો છે, પણ એમાં એટલાં ભુત રહે છે કે, કોઇ ત્યાં જઇ શકતું નથી. પીતાજીના મ્હોડેથી ખજાનાની વાત સાંભળી મારી તો એજ ઇચ્છા હતી કે ત્યાં એક વખત જવું પણ પીતાજીની હયાતી, તથા બીજાં અનેક કારણોને લીધે, હું ત્યાં જઇ શકતો ન્હોતો. પિતાના અવસાન બાદ હું એ દુરાચારી સાથીઓની સાથે આ મઠમાં આવ્યો. પણ ભુત ઇત્યાદી તો કોઇ મારા જોવામાં આવ્યું નહીં, તેમ બહુજ શોધ તથા મહેનત કરવા છતાં ખજાનાનો પણ પત્તો ના લાગ્યો. કેટલાંક સ્થાન આ મઠમાં ઉત્તમોત્તમ જણાયાં અને તેથીજ હમે આ સ્થાનપર અમારૂં મણ્ડળ જમાવ્યું. તથા જે મુસાફરો જતા આવતા જણાતા તેમને લૂંટીને યથેષ્ટ ધન પ્રાપ્ત કરવા લાગ્યા. ધીરે ધીરે મારૂં દળ વધવા લાગ્યું, તથા હમે લોકો શહેરમાં પણ અવાર નવાર રાતે જઇને લુટફાટ કરવા લાગ્યા, પણ પકડવામાં આવ્યા નહીં, કેમકે ભુતના ડરથી સિપાહીયો પણ અમારી પાસે આવતાં ડરતા હતા, અને તેથી અમે અમારો વ્યવસાય મજામાં ચલાવી શકતા, મ્હારી તો એવીજ ઇચ્છા હતી કે મારી સ્ત્રીને પણ ત્યાં ના લઇ જવી; પરન્તુ કેટલાંક કારણોને લીધે હું તેને છોડી શક્યો નહીં, અને તેને સાથે લેવીજ પડી. મારો અધીકાર એટલો બધો જામી ગયો, કે મીર્જાપુર શહેરમાં પણ મારા કેટલાક ભેદુ માણસો હતા; જે મુસાફરો આ તરફ આવતા હતા તેના સમાચાર અમને પહેલેથીજ મળતા હતા, અને અમે લોકો તેમને લુંટવાને માટે તૈયાર થઇ રહેતા હતા, એજ અરસામાં મિર્જાપુર જીલ્લાના જમીનદાર શશિશેખર આ બાજુ દર્શન કરવાને માટે આવ્યા હતા. જો કે શહેરમાંથીજ તેમને લુંટવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પણ તેમાં અમો કંઇ ફાવી શક્યા નહોતા

હા એટલી ખબર મળી ગઇ, કે એ ક્યાંનો રહેવાશી છે. અને ક્યાં જનાર છે. સાથે મારા સાગરિતો એ મને એટલે સુધિ સૂચના આપી હતી કે તેને "શશિબાળા" નામની એક રૂપવતી કન્યા છે. જેને રાજા રવીસેનનો પુત્ર વીરસેન ખરા જીગરથી ચહાય છે. અને એમનું લગ્ન થોડાજ સમયમાં થનાર છે, જો શશિબાળાને ચોરીને લઇ જવામાં આવે તો વીરસેન અવશ્ય તેની શોધમાં નીકળે તથા એ પણ પકડાઇ જશે. એથી બહુજ ધન પ્રાપ્ત થશે. ઉક્ત સમાચાર સાંભળી મારી ઇચ્છા કંઇક પ્રબળ થઇ, અને મ્હેં દૃઢ સંકલ્પ કર્યો કે કોઇ પણ રીતે વીરસેન, રવીસેન, તથા શશિબાળાને પકડવામાં આવે; તો સંભવ છે કે રાજા રવીસેનની જમીનદારી પણ આપણા સ્વાધિનમાં આવી જાય એટલાજ માટે એક દિવસ, જે દિવસે શશિશેખર રાત્રીના સમયે પોતાના ગામ તરફ જતો હતો, તે વખતે કેટલાક લુંટારાઓને સાથે લઈ ખૂબ લુંટફાટ કરી ધન તથા શશિબાળાને ત્યાંથી પકડી લાવ્યો. રાજા રવીસેન તથા વીરસેનને પણ પકડી લેવાના હતો, પણ એમાં લાગ ફાવ્યો નહીં, અને રાજા રવીસેન વીરસેનને લઇને ચાલ્યો ગયો, ત્યારબાદ કેટલાંક વર્ષો સુધી હું તેના આવવાની રાહ જોતો રહ્યો, પણ ત્યારથી એ લોકોએ વિન્ધ્યાચળ આવવાનુંજ છોડી દીધું. જ્યારે કેટલાં એ વર્ષ સુધિ એ લોકો ના આવ્યા ત્યારે લાચાર થઇને છેવટે હું સાધુ વેશે રવીસેનને ત્યાં પહોંચ્યો, અને શશિબાળા ક્યાં કેદ છે તે ઠાંને માને વીરસેનને બતાવીને ચાલ્યો આવ્યો. વીરસેનને મારી વાતો ઉપર વિશ્વાસ ના આવતા પણ હું વગર પૂછે તેના અંતઃકરણની વાતો કહેવા લાગ્યો, અને તેથીજ તેને મારી વાતો માનવી પડી એજ વર્ષમાં વીરસેન તેના પિતાની સાથે આવ્યો અને અમારા ઝપાટામાં આવી ગયો. જે દિવસે વિરસેન પકડાઇ ગયો એજ દિવસે શશિબાળા દૈવયોગે નાશી ગઇ હતી તથા તેને પકડવાને માટે કેટલાક લુંટારાઓ એક તરફ તથા બીજી તરફ પણ બીજાં કેટલાક માણસો ગયાં હતાં, બસ દૈવયોગે વિરસેનની દૃષ્ટી જ્યાં આગળ લુંટારાઓ શશિબાળાને પકડી જકડી બાંધીને લઇ જતા હતા ત્યાં પડી; વિરસેને ત્યાં જઇને તેઓની સાથે ખૂબ યુદ્ધ કરવા માંડ્યું એ સમયે વિરસેનની બહાદુરી જોવા લાયક હતી જોતજોતામાં એણે કેટલાક લુંટારાઓનાં ધડ અને માથાં અલગ અલગ કરી નાંખ્યાં પણ આખર તે પકડાઇ ગયો.

આ તરફ હું રવીસેનની શોધમાં પડયો, પણ બહુજ પરિશ્રમ કરવા છતાં પણ તે જ્યારે હાથમાં ના આવ્યો, ત્યારે મેં તારાથી કામ લેવા માંડયું, પણ કોણ જાણે શાથી એ પણ મને ત્યાગીને ચાલતી થઇ !

એ સર્વાંશે સત્યજ છે, કે વેશ્યાનો સંગ કદી કરવો નહીં. જે તારાની માયા જાળમાં ફસાઇને મ્હેં મારી આંખોની કીકી સમાન સુલોચનાને ગંગામાં ધકેલી મુકી, જેના પ્રેમની ખાતર હું મારી અર્ધાંગનાને સમજાવીને પણ મારા જાનના જોખમે મિરજાપુર જતો હતો એજ તારા મને મોટા ખાડામાં ઉતારીને ચાલી ગઇ. અસ્તુ ! તેને માટે હું શોક નથી કરતો, કારણ એ મારાં કર્મનું ફળ છે.

એ દિવસોમાં ( ભૈરવીને બતાવીને ) એ ના જણાયું કે કોણ જાણે કયાંથી આવીને મારા કામોમાં મને ખલેલ પહોંચાડવા લાગી. એની વિલક્ષણ બુદ્ધિની આગળ મારી કોઇપણ યુક્તિ કામમાં આવતી નહોતી, અને હું અકલમંદ થઇ જતો હતો. એટલું તો સત્યજ કે હું એનો એહસાન જન્મપર્યંત નહીં ભૂલું, કેમકે એની અપાર કૃપાવડેજ આજ હું કુમાર્ગને ત્યાગી સુમાર્ગપર આવ્યો છું. ત્યાર પછીનો સર્વ હેવાલ તો આપ સર્વ જાણો છો. રાજા રવીસેન ! કુમાર વીરસેન ! તમે મને ક્ષમા કરો. હું અધમ છું. આશા છે કે આપ મારા જેવા પાપીના કુકર્મો તરફ ધ્યાન નહીં આપો. ( શારદાની તરફ જોઇને અને વીરસેનને બતાવીને ) કુમાર વીરસેન ! એજ આપની હૃદયમોહિનિ આદર્શ કુમારીકા શશિબાળાને લઇને આનંદથી સુખ ભોગવો. મેંજ તેનું નામ બદલી નાંખ્યું છે, અને શારદા નામ રાખ્યું છે. પુત્રિ શારદા ! મેં તને અતિશય કષ્ટ આપ્યું છે. કેટલીક વખત તારૂં શિયળવ્રત ભંગ કરવાની ઇચ્છા કરી, પણ તને ધન્ય છે ! તારા પવિત્ર વિચારોને ધન્ય છે ! જે સતિ સ્ત્રિઓ છે, સત એજ જેનું જીવન છે, એના ઉપર કઠોરમાં કઠોર મનુષ્ય પણ અત્યાચાર કરી શકતો નથી. જે સ્ત્રિ પોતાના સતિત્વનું રક્ષણ કરવાની આકાંક્ષા રાખે છે, તેનું સતિત્વ નષ્ટ કરવાને કોઈ પણ મનુષ્ય યા દેવ સમર્થ નથી, શારદા ! તારી પાસે પણ ક્ષમા ભિક્ષાનીજ યાચના કરૂં છું. આશા છે કે તું મને ક્ષમા આપશે. કુમાર વીરસેન ! જે જે સમયે તેણે પોતાના સતિત્વનું સંરક્ષણ કર્યું છે, તેવું કોઇ કરી શકશે કે કેમ તેનો મને સન્દેહ છે. આ રમણી રત્નને મેળવીને આપ અવશ્ય ભાગ્યશાળી થશો, સુખી થશો.”

વીરસેન ચુપ રહ્યો. તેણે કંઇપણ ઉત્તર આપ્યો નહીં, આનંદને

લીધે તેનું હૃદય પ્રફુલ્લિત થઈ રહ્યું છે, એ આશ્ચર્ય રીતે સ્વામીજીના સામુંજ જોઇ રહ્યો છે.

કુમારસ્વામી કંઇક થોભીને બોલ્યો—"હું એમ સમજું છું કે આ વખતે જેટલા મનુષ્યો આ સ્થળે બેઠા છે તેઓ મારી વાતોને ધ્યાનપૂર્વક સાંભળતા હશે અને એ ઉપર મનથીજ વિચાર કરી રહ્યા હશે. અસ્તુ. હવે મારી કર્મકથા સમાપ્ત થવા આવી છે (લુંટારાઓ તરફ જોઇને) હવે તમે સર્વ જણાવશો કે તમારો શો વિચાર છે? અત્યારે મારી પાસે રોકડા ત્રણ લાખ રૂપીયા છે. જો આપ પણ મારી માફક દુષ્ટ વર્તણુકને ત્યાગવાની ઇચ્છા ધરાવતા હો તો હું એ ધનની સમાનભાગે વહેંચણી કરવાને તૈયાર છું, રાજી છું, તમે સર્વ મારી દશા જોતા હશો, કે દુર્વ્યસનને લીધે ધન, જન, સમાજ પોતાનાં પારકાં વીગેરેથી દૂર થયો. સંસારમાં મ્હોં સરખું બતાવાને યોગ્ય ના રહ્યો, વેશ્યાના ફંદામાં ફસાઇને પોતાની સ્ત્રી ગુમાવી બેઠો, શું તમે સર્વ પણ એ રસ્તે જવાનું ઉચિત સમજો છો? હવે વધારે સમય નથી. હું થોડીજ વારમાં આ વેશ ત્યાગવા માગુ છું; તેમ છતાં તમે કહેશો કે હવે તમારી શી ઇચ્છા છે? જો મારી માફક તમે પણ પોતપોતાને ઘેર ખુશીથી જવાને તૈયાર હો, તો આજ આ તમારો વેશ ઉતારી નાંખો અને પોતપોતાનું કર્તવ્ય કરવાની ધારણા બાંધી લ્યો."

એનો જવાબ સર્વેએ એકમત થઇને આપ્યો, અને ઉક્તવૃત્તિને ત્યાગી દેવાનુંજ ઉત્તમ સમજ્યા. કુમારસ્વામી-"હવે મારૂં કામ સમાપ્ત થયું, આશા છે કે આપ સર્વ પણ પોતપોતાનો પરિચય આપી કૃતાર્થ કરશો."

એટલું સાંભળતાંજ પહેલી ભૈરવી ઉઠીને ઉભી થઈ, તથા બોલી "આજ મારા આનંદનો પાર નથી, આજ મારૂં ખોવાએલું રત્ન પુનઃ મારા હાથમાં આવ્યું છે. મારૂં નષ્ટ પ્રાયઃ સૌભાગ્ય ફરી ચમકી રહ્યું છે, તથા આજજ મારૂં વ્રત સમાપ્ત થવાથી હું ફરી સજીવન થઇ છું. સ્વામીજી! પ્રાણનાથ! હું એજ ભાગીરથીના પ્રવાહમાં તણાતી આપની અભાગિની દાસી સુલોચના છું!" એટલું કહીને ભૈરવી કુમારસ્વામીની ચર્ણરજ માથે ચઢાવા લાગી. કુમારસ્વામીના હર્ષ અને આશ્ચર્યનો આ વખતે પાર રહ્યો નહિ, તથા પોતે અપૂર્વ પ્રેમથી તેને ઉઠાડીને બોલ્યા-"વિધાતાનો મહિમા અપરંપાર છે. જેને હું મારી ગોટામાં મોટી શત્રુ સમજતો હતો, એજ મારી પરમજીવન મિત્ર નીકળી. હૃદયેશ્વરી! હું મહાન નિષ્ઠુર છું." એટલું કહેતાં કહેતાં કુમારસ્વામી બેહોશ થઇને ભૂમિપર પડી ગયા. સુલોચના કુમારસ્વામીને

શુદ્ધિમાં લાવવાના પ્રયત્ન કરવા લાગી, થોડીજ વારમાં કુમારસ્વામી જાગ્રત થયા અને જે સમયે તેમણે આંખો ઉઘાડીને જોયું તે વખતે તેમના આશ્ચર્યનું કંઇ ઠેકાણું ના રહ્યું. કેમકે નાશી ગયેલાં તથા મરી ગયેલાં સર્વ મનુષ્ય તથા તારા, એક ભૈરવી, દુષ્યન્ત અર્જુન તથા એક નવયુવક એટલાં માણસ ત્યાં બેઠાં હતાં. ત્રણે મૂર્તિઓ તથા એક ભૈરવી અદૃષ્ય હતી.

## પંચવિંશત્ પરિચ્છેદ.

### સુલોચનાનું વૃતાન્ત.

" કાળની પણ શી વિચિત્ર ગતિ છે. કોને આશા હતી કે આજ હું ફરીથી સુખી થઇશ. તથા મારા અસ્ત ચંદ્રને ફરી નિર્મળ નિરખી શકીશ. અસ્તુ. હવે હું પણ એ ઉચિત સમજું છું કે મને વીતેલી વાતો જે કહેતાં રહી ગઈ છે તે કહી સંભળાવું. " કહીને સુલોચનાએ પોતાની આત્મ કથાનો આરંભ કર્યો.

વર્ષાદના દિવસ હતા, ગંગાનો વેગ ઘણોજ હતો. એ વખતે વરસાદ આવીને બંધ થઇ ગયો હતો, એજ સમયે એકાએક સ્વામીજી મારી પાસે આવ્યા અને કહ્યું, કે આજનો સન્ધ્યા સમય અત્યંત સુહાસિત છે. ચાલો ગંગાની સ્હેલ કરી આવીએ. હું જવાને સારૂ તૈયાર થઇ ગઇ. મને શું ખબર કે તારાના પ્રેમને લીધે આજ મને ગંગામાં અદ્રસ્ય કરવાની ઇચ્છા રાખે છે. અસ્તુ. જ્યારે નાવ બરાબર મધ્ય ભાગમાં પહોચ્યું ત્યાં તો સ્વામીજીએ મને એક જન્તુ બતાવવાને બ્હાને બોલાવી અને પાણીમાં ઉછાળી દીધી. હું પાણીમાં પડીને બેહોશ બની ગઇ; જ્યારે હું કંઇ શુદ્ધિમાં આવી ત્યારે મેં સુતે સુતે મારી સામે એક સાધુને જોયો, જેની અવસ્થા એંશી વર્ષની હશે. તેના ચહેરા ઉપર અપૂર્વ તેજ વિરાજત હતું, દુધના ફીણ જેવી જટા તેના મસ્તિષ્ક પર શોભા આપી રહી હતી તથા મોટી મોટી દહાડીના ઉજવલ કેશ તેના પેટ સુધી લટકી રહ્યા હતા. કમરમાં કેવળ કોપીન પહેર્યું હતું, તથા પાસે કમંડલ અને ચીપીઓ પડેલાં હતાં. એ મને સાવધાન થતી દેખી મારી પાસે પાસે આવવા લાગ્યા તથા તેમણે બહુજ પ્રેમથી પૂછ્યું:—" બેટીજી ! કૈસા હૈ ? અભી ઉઠના નહીં. "

મનાં કોમળ વચન સાંભળીનેજ મારી આંખોમાં જળ ભરાઇ આવ્યું, ને તેમના ના કહેવા છતાં હું ઉઠીને તેમના ચર્ણમાં પડી. તેમણે ત્યંત પ્રેમથી બેઠી કરી, અને આશિર્વાદ આપીને, મને ગંગામાં બવાના સમાચાર પુછવા લાગ્યા, જેના જવાબમાં મેં પણ સવિસ્તર ીકત તેમને કહી સંભળાવી, તથા તેમના સામે રોઇ રોઇને તેમને ાર્થના કરવા લાગી કે કોઇપણ પ્રકારે સ્વામીને સન્માર્ગ પર લાવવાનો પાય બતાવો.

તેના ઉત્તરમાં તેમણે કહ્યું–" આજ સવારથીજ કારણસર હું આ ાાન પર આવ્યો હતો, તથા સન્ધ્યા થતા બેસી રહ્યો. જે સમયે ન્ધ્યાકાળે વરસાદ વરસીને બંધ થઇ ગયો, એ વખતે હું પણ અહીંજ ઠો હતો, કે સહસા એક શબને બાજુથી વ્હેતું આવતું મારા જોવામાં ાવ્યું. ઇશ્વિરની પ્રેરણાથી તે વખતે મને એમ સમજણ પડી, કે શબ થી બલ્કે કોઇ જીવિત મનુષ્ય વ્હેતું આવે છે. એજ સમયે હું જળમાં ી પડયો અને તેને પકડી લાવ્યો. સેવા શુશ્રૂષા કર્યા પછી તથા હુજ શેક કર્યાથી તારૂં પીધેલું પાણી નીકળી ગયું ત્યારે તું શુદ્ધિમાં આવી . વચ્ચે વચ્ચે તું લવતી હતી, તે કંઇ તને માલમ છે ? પરન્તુ હું તેથીજ જાણી ગયો હતો કે કોઇએ જાણી જોઇને તને પાણીમાં નાંખી ંધેલી છે. હવે તારા કહેવા પરથી સમજાય છે, કે તારા ઉપર ત્યાચાર કર્યો છે. તારો પતી લુંટારો છે. જો તું એને સન્માર્ગ ર લાવવાની ઇચ્છા રાખતી હોય તો, મારા કહ્યા પ્રમાણે તું પરોપ- ાર વ્રત ધારણ કર, આશા છે કે તે અવસ્ય સુધરી જશે." ત્યાર ાદ તેણે બીજી પણ કેટલીક બાબતનો મને ઉપદેશ આપ્યો. તેમના ઉપદેશથી મારાં જ્ઞાનચક્ષુ ઉઘડી ગયાં અને હું જંગલમાં રહીને પણ નેડર થઇને સર્વ કંઈ કરવા લાગી. જે સમયે માણુસ કોઇપણ કામ રવાને માટે દ્રઢ થઇ જાય છે, તે વખતે તેને નાંના પ્રકારની અડચણો ાવીને વચ્ચે નડે છે. પણ જે મનુષ્ય દ્રઢ છે તે સંકલ્પ સિદ્ધિ થયા શિવાય પાછો હઠતો નથી. મારી પણ એવીજ દશા થઇ. અનેકાનેક ાણુસો મારા ઉપર અત્યાચાર કરવાને તૈયાર થયા પણ મારા દ્રઢ ંકલ્પને લીધે મને કંઇપિણ નુકશાન થયું નહીં. તેને બીજેજ દીવસે ુ આ મઠની પાસે આવીને એક ગુફામાં રહેવા લાગી, તથા આ ણ્ડળીના કામોની બરાબર તપાસ રાખતી રહી. એ દિવસે જ્યારે ોરસેન પકડાયો હતો, ત્યારે હું પણ છાનીમાંની સર્વ તમાસો જોઇ હી હતી, કારણ તે વખતે એ શિવાય બીજો એકે રસ્તો નહોતો.

વીરસેન પકડાયા પહેલાં જ્યારે રમ્ભા પકડઇ હતી, એ સમયે

પણ હું બરાબર સાવધાન હતી, તથા રમ્ભાને મેં કંઇક ધીરજ આપી હતી, મારા કહ્યા પ્રમાણે એ પણ મારી સાથે મળીનેજ ચાલતી હતી.

જે દિવસે શારદા અથવા શશિબાળાને પકડવામાં આવી, એજ દિવસે રાત્રે છૂપી રીતે હું મઠમાં આવી હતી, અને તેને જે સ્થાનપર કેદ કરવામાં આવી હતી, તે સ્થાન મેં જોઇ લીધું હતું. ત્યાર બાદ પણ આપના એક સાથી ભોળાને મળી તેને ડરાવી, ધમકાવીને, તથા સમજાવીને અમારી મણ્ડળીમાં ભેળવી દિધો ત્યાર પછી થોડા સમયે હું એક દિવસ લાગ જોઇને વીરબાહૂની પાસે ગઈ. હું શરૂવાતથીજ જાણુતી હતી, કે વીરબાહૂનું હૃદય સ્વચ્છ છે. પણ એ કોઇ કારણુને લીધે મણ્ડળીનો ત્યાગ કરી શકતો નથી, તેને બહુજ સમજાવ્યા પછી, તેને મારો પરિચય કરાવી તેની પાસે માત્ર તેની સહાય માગવા લાગી. વીરબાહૂએ જ્યારે મને ઓળખી ત્યારે તો તેણે બહુજ આનંદથી મને સહાયતા કરવાને વચન આપ્યું, તેના કહેવા પ્રમાણે કરવાથી તથા તેને સમજાવવાથી અન્ય માણુસો પણ અમારા ભૈરવી વૃન્દમાં દાખલ થવા, જોડાયાં.

જ્યારે મારૂં દળ પણ પૂર્ણ મજબુત થઇ ગયું, ત્યારે હું એકલી નિઃસંકોચ ભાવથી મઠમાં જઇ, પ્રત્યેક કામમાં ખલેલ પહોંચાડવા લાગી, મેંજ આવીને ભગવતિના પૂજન સમયે વચ્ચે વિઘ્ન નાંખ્યું હતું, અને બીજી બાજુ વીરસેનને તલવાર આપી હતી. એ તલવાર મેં હાથોહાથ નહોતી આપી બલ્કે શશિબાળા દ્વારા મોકલાવી હતી. શશીબાળાને પણુ કેટલી વખત હું પહેલાં ગુપ્ત વેષે મળતી. એ સમયે એણે વીરસેનને જોવાની ઇચ્છા પ્રગટ કરી. આ સમાચાર મેં વીર બાહુને જણાવ્યા તથા એવી યુક્તિ કરાવી કે તે બાળક બનીને વીરસેનને નિહાળવાને જઇ શકતી.

શશીબાળાએ વીરસેનને સર્વ હકીકત જણાવી દિધી. એ પણુ જણાવી દીધું કે આ કપટી વેષ ધારી સાધુઓનો મઠ છે. તથા તેને તલવાર પણ આપી દિધી. એજ તલવારથી વીરસેન રક્ષકને મારી કરી પાછળના દરવાજેથી નાસવા જતો હતો કે ફરી પાછો પકડઈ ગયો.

આ તરફ બીજી વખત ફરીથી તેને હું છોડાવી લાવી, તથા આ વખતે તેને એવા સ્થાને છુપાવી દિધો, કે જેની કોઇને માલમ પડે નહીં, પણ હું રતી એ રતી જાણુતી હતી, તથા વીર બાહુ પણુ તેથી અજ્ઞાત નહોતો. મઠમાંની એ જગ્યા એ પણ એક માણુસે વીરસેનને જોઇ લીધો તથા તે ।મીજી કે । સહીત તેને પકડ-

વાને માટે તે જગ્યાએ ગયા. એ કોટડીમાં અંદરથી ને અંદરથી નાશી જવાને માટે એક રસ્તો હતો જેમાંથી વીરબાહુ અંધારામાં વીરસેનને બહાર કાઢી લાવ્યો તથા તેને એક ખંડેરમાં જેમાં છેવટે લડાઇ થઇ હતી. ત્યાં છુપાઇ રહેવાને મોકલી દિધો.

આ તરફ હું એ પણ જાણુતી હતી કે સ્વામીજીનો વિચાર રવીસેનને પકડી આણવાનો છે. તેટલા માટે તેમાં પણ મેં વિઘ્ન નાંખ્યું, તથા જે સમયે સ્વામીજી રવીસેનના મકાનમાં પહોંચ્યા તે વખતે ત્યાં હું પોતે પુરૂષરૂપ ધારણ કરીને ગઈ તથા વીરસેનને સાવધાન કરી દિધો. આવી રીતે હરેક પ્રકારે તેમને કુકર્મથી અટકાવવાનો પ્રયત્ન કરવા લાગી. પણ એ પણ પોતાના ઉદ્યોગથી હાર્યા નહીં. જ્યારે દરેકે દરેક પ્રયત્ન સ્વામીજીના નિષ્ફળ ગયા, ત્યારે તેમણે તારાથી કામ લેવા માંડયું. તેટલાજ માટે મારે તારાથી સબંધ જોડવાની જરૂર પડી. જે સમયે યોગિનીનું રૂપ ધારણ કરીને તારા રાજા રવીસેનને ત્યાં જઇ પહોંચી તે સમયે હું તેને મળી તથા બહુજ સમજાવીને તેને મારા પક્ષમાં લઇ લીધી, તથા તારાને બેહોશ કરીને આ જંગલમાં અમે લાવ્યાં. અહીંયાં સર્વેએ મળીને તારાને ઘણોજ ઉપદેશ કર્યો, તથા તેને એટલું નીચું જોવરાવ્યું કે એ લજ્જીત થઇને બેસી રહી, તથા મારી મણ્ડળીમાં મળી જવાનું તેણે કબુલ કર્યું. ત્યાર બાદ પંદર દિવસ સુધિ મેં તારાની બરાબર તપાસ રાખી, પણ તે પોતાના વચનમાં દ્રઢ હતી.

ત્યારબાદ તેની આગળ મેં મારૂં સર્વ વૃત્તાંત રજુ કર્યું. તેથી એ પણ એ વખતે મને મદદ કરવાને તૈયાર થઇ, તથા એજ દિવસથી મારાં સર્વ કામોમાં તે મારી સાથે સાથે રહી મને સ્હાયતા કરવા લાગી. જે સમયે વીરભદ્ર તારાની શોધમાં નીકળ્યો, તથા આ તરફ પ્રતાપ પણ મને પકડવાને મારી પાસે આવ્યો, એ વખતે પ્રતાપ મને પકડી શકયો હોત, પણ ઇશ્વરના પ્રતાપ આગળ પ્રતાપ નીચું જોઇ રહ્યો, અને એ પણ મારા સાથીઓના તીરથી ઘાયલ થયો. ત્યારબાદ હું પ્રતાપને મારા આશ્રમમાં લઇ ગઇ તથા સારી રીતે તેની દવા ચાકરી કરી. પ્રતાપ ધીરે ધીરે સારો થવા માંડયો. ( પ્રતાપ તરફ જોઇને ) પ્રતાપ! મારી પાસે આવવા છતાં જેની તું હમેશાં ચિન્તા કર્યા કરતો હતો, તે સદા તારી પાસેજ રહી પણ એવો વખત નહીં આવવાથી તું તેને ઓળખી શકયો નહીં. જે અબળાઓ પોતાના ધર્મનું સંરક્ષણ

કરવાની ચાહ્‌ના રાખે છે તેઓ આનંદથી હરેક પ્રકારનાં કષ્ટ સહન કરે છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણુ મારી પાસેજ છે. પુત્રી આવ, આજ આ ભગવા વસ્ત્રનો ત્યાગ કરવાનો તારો પણુ સમય આવ્યો છે." એટલું કહીને પેલી ભૈરવીરૂપ પ્રણય સરલાને સુલોચનાએ પાસે બોલાવી, તથા જળથી તેનું મુખારવિંદ ધોઇને તેને તેના પતિના ચર્ણમાં મુકી દીધી.

આ પ્રતાપની સ્ત્રી હતી. જે સમયે પ્રતાપે એને ઓળખી, તે વખતે તેના હર્ષની કંઇ સીમા ના રહી તથા તે આશ્ચર્યતાથી ભૈરવીને જોઇજ રહ્યો.

**ભૈરવી**—"જે દિવસે પ્રતાપ મારી પાસે આવ્યો અને તેણે ખરા હૃદયથી એ મંણ્ડળીનો ત્યાગ કર્યો. તેજ દિવસે રાત્રે એક સ્ત્રીનો રૂદન ધ્વનિ મારા કર્ણમાં અથડાયો, તથા ત્યાં જઇને હું સરલાને લઇ આવી. સરલાએ મારા આશ્રમમાં આવી સર્વ હકીકત મને કહી જેથી માલમ પડયું કે કેટલાં વરસોથી એ યોગિનિનું સ્વરૂપ ધારણુ કરીને પ્રતાપની શોધમાં નીકળી છે.

જે દિવસે પ્રતાપ ઘર છોડીને ચાલ્યો આવ્યો, ત્યારબાદ કેટલાક મનુષ્ય કુળકંટક દુરાત્માઓએ સરલા ઉપર અત્યાચાર કરવાનો આરંભ કર્યો. ત્યાં રહીને તેણે પોતાના સતિત્વનું રક્ષણુ કરવાનું મુસ્કેલ ધાર્યું એજ કારણુથી ગૃહ ત્યાગ કરીને, પોતાના પતિપ્રેમમાં ઉન્મત્ત થઇને, યોગિની વેષ ધારણુ કરી ચારે દિશામાં ભટકવા લાગી, અને ભાગ્યયોગે અહીં આવી ચઢી. જે સ્ત્રીઓ સાધ્વિ છે, જેને પોતાના પતિવ્રતધર્મનું રક્ષણુ કરવું છે તેને માટે સંસારનાં સર્વ દુઃખ સુખ સમાન છે. તેને નથી ખાવું કે નથી પીવું ભુખ કે તરશ, સત્ય તો એજ છે કે એવી સાધ્વિ સન્નારીઓને લીધેજ અદ્યાપિપર્યંત ભારતવર્ષનાં પ્રત્યેક સ્થળે ગુણુગાન ગવાય છે. પ્રતાપ! આશા છે કે તું હવે આ સાધ્વિને કષ્ટ નહીં આપે તથા સુખપૂર્વક તેને પોતાની કરી જીવન વ્યતિત કરીશ.

ફરી એ દિવસે જ્યારે રાજા રવીસેન પકડાઇ ગયો, ત્યારે હું કંઈ ઓરજ વિચારમાં હતી તથા વીરબાહુને કહી ચૂકિ હતી કે વીરસેનને રાજા રવીસનને ત્યાં પહોંચતો કરવો, પણુ શશીબાળાની ઇચ્છા નહીં હોવાથી મેં વીરસેનને તેના પીતાની પાસે મોકલ્યો નહીં. મારો એજ વિચાર હતો કે શશીબાળા તથા વીરસેનને છુટા કરતાંની સાથે, આ લુંટારાઓના મણ્ડળને પણુ સદ્‌માર્ગપર લઇ જવાય તો ઠીક!

એક દિવસની વાત છે કે, કે શશીબાળા ઉપર સ્વામીજી અત્યાચાર કરવાને તૈયાર થયા હતા. એ પોતાનું સતિત્વ સાચવવાનો ઉપાય

શોધતી હતી, તથા સ્વામીજી તેનું સતિત્વ નષ્ટ કરવાની ઇચ્છા રાખતા હતા. પહેલાં કેટલાક દિવસ તો વ્રતનું બ્હાનું કાઢીને પોતાની રક્ષા કરી, પણ ફરી એક દિવસ એના ઉપર અત્યાચાર કરવાને સ્વામીજી તૈયાર થયા. એ દિવસે એણે સ્પષ્ટ કહી દિધું કે હું મારૂં સતિત્વ નષ્ટ નહીં થવા દેઉં. એના ઉપર સ્વામીજી ગુસ્સે થયા તથા બળપૂર્વક અત્યાચાર કરવાને ધસ્યા. સંયોગ એવો થઇ રહ્યો હતો, કે પહેલી વખત જે કોટડીમાં તેને કેદ કરવામાં આવી હતી એ કોટડીમાંથી કાઢીને બીજી જગ્યાએ તેને પુરવામાં આવી હતી, એ મને બીલકુલ ખબર નહોતી, તથા હું પણ જીવ કોરાંણે મુકિને તેની ખોળ કરવા પાછળ લાગી હતી. અચાનક જે વખતે બળપૂર્વક અત્યાચાર કરવાને માટે સ્વામીજીએ બીજાં માણસોને બોલાવ્યાં, તેજ સમયે વીરબાહુએ મને ખબર આપી, તથા હું મારા જાનના જોખમે પણ તે વખતે તરતજ ત્યાં જઇ પહોંચી. એ સમયે પણ કોણ જાણે શાથી સ્વામીજી પણ મને જોતાંજ હતાશ થઇ ગયા. બસ હું પણ ડરાવી ધમકાવીને ત્યાંથી બહાર નિકળીને એક તરફ સંતઇ ગઇ, થોડીવાર પછી એ પણ શશીબાળાને દમ ભરાવીને બહાર નિકળી ગયા. એજ રાતે મને રમ્ભાએ સમાચાર કહ્યા, કે શશીબાળા પોતાનો પ્રાણ કાઢવાની અણી ઉપર હતી. તેથી હું ત્યાં રાખવાનું ઉચીત સમજી નહીં. તથા સ્વામીજીને ઠગીને તેને ત્યાંથી કાઢી ગઇ; અને મારા આશ્રમમાં લાવીને રાખી; તેને બીજેજ દિવસે વીરસેને ઉપદ્રવ મચાવ્યો; અને એ ખંડેરમાં કંઇક મનુષ્યોને યમલોકમાં પહોંચાડયા.

એ દિવસે જ્યારે ખંડેરમાં મેં ત્રણ મૂર્તિઓને જોઇ, ત્યારે તેમનો પણ ઉદ્દેશ હું સમજી ગઈ, તથા ફરી એ ત્રણે મહાનુભાવોએ મને દર્શન આપ્યાં. એ લોકોએ પણ મને કેટલીક સહાયતા આપી. એ ત્રણેની ઘટનાઓનું વર્ણન કરવાની કંઇ અધિક આવશ્યકતા નથી પણ એટલું તો ખરૂંજ, કે જે સમયે સ્વામીજીએ એમને ઉભયને કોતરમાં ધકકેલી મુકયા હતા, તે એની દ્રષ્ટિથી દૂર રહેવાને લીધેજ બચી ગયા, અને એમનીજ કૃપાથી તિલોત્તમાનાં લગ્ન થઈ ગયાં.

( નવિન પુરૂષની તરફ જોઇને ) એજ તીલોત્તમાના પતિ બાબુ રઘૂવિરસિંહ છે. બસ એજ લોકોએ તિલોત્તમાને બેહોશ કરીને મઠની પાસે નાંખી દિધી હતી. અને જ્યારે સ્વામીજી બેશુદ્ધ થઈ ગયા, ત્યારે

એ લોકોએ તેને યોગિની બનાવી દિધી. આ સર્વ ખેલ સ્વામીજી મહારાજને સન્માર્ગપર લાવવાને માટેજ ભજવવામાં આવ્યા હતા, હવે મારી કથા પણ સંપૂર્ણ થાય છે. મેં આપેલ વચન પ્રમાણે હું તારાને મારી પાસે રાખવાને તૈયાર છું." એટલું કહીને સુલોચના બેસી ગઇ.

---

## ઉપસંહાર.

---

કુમાર સ્વામીએ પોતાના વચનાનુસાર સર્વ સાથિયો સમક્ષ રૂપિયાની વહેંચણી કરી. અને દરેક જણ આનંદથી પોતપોતાને ઘેર ગયા.

પ્રતાપ સરલાની સાથે પોતાને ઘેર ચાલ્યો ગયો, તથા ત્યાં રહી ઉચ્ચ વ્યાપાર કરીને સુખશાંન્તિમાં જીવન વ્યતિત કરવા લાગ્યો.

વિર બાહુને કુમાર સ્વામીએ દશ હજાર રૂપિયા આપ્યા અને એ પણ ખુશી થતાં આનંદથી પોતાને ઘેર ચાલ્યો ગયો.

તારાએ પોતાનું સર્વસ્વ ધન સાધુ સંન્યાસીઓને વહેંચી આપ્યું તથા પોતે યોગિની બનીને દેશનાં કલ્યાણના કાર્ય કરવામાં પ્રવૃત્ત થઇ. સુલોચનાએ તેને બહુ સમજાવી, તથા તેને પોતાની સાથે રાખવાને કબુલ થઇ પણ તેણે તો ઉપરની ઇચ્છાજ પ્રદર્શિત કરી, કે " હવે નહીં. બહુજ દિવસો સુધી ભવજાળમાં ગુંથઇ રહી હવે નિકળીને પાછી નહીંજ ફસઉં.

શારદાને શશિશેખરસિંહ આવીને લઇ ગયા, તથા શુભ મુહુર્તમાં ધામધુમથી શશિબાળા સાથે વીરસેનના લગ્ન કર્યા અને બેઉ પોતાનું જીવન સુખપૂર્વક વ્યતિત કરવા લાગ્યાં.

કુમાર સ્વામી પોતાને ઘેર જઇ બહુજ આનંદથી વ્યાપાર કરવામાં અવશેષ જીવન વીતાડવા લાગ્યા. જો કોઇ તેને મળવા આવતું તો પ્રથમ તેના મુખમાંથી આ પ્રમાણેજ ઉદ્દગાર નિકળતા કે, "મને પાપ કુણ્ડમાં પડેલાને ઉદ્ધારનારી મારી પત્નીજ છે."

રવીસેન અને કુમાર સ્વામીમાં પ્રીતિ ઉદ્દભવ થઈ અને દિવસે દિવસે વધતીજ ગઇ. જીવનાંન્ત બેઉમાં એવો સ્નેહ કાયમજ રહ્યો.

અંતમાં અમારી પણ એજ વાંચ્છના વા આશિષ કે જે પ્રકારે આ લોકો સુખી થયા એવી રીતે સર્વ હરેક પ્રકારે સુખી હો!

तत्सत्

## સનમમાં સ્વર્ગ !

નકામી ત્યાં સાફાઇની મનાઈ સખ્ત છે યારો,
અજબ સચ્ચાઇમાં લિજ્જત સમાઇ ફક્ત છે યારો;
ભલાઓ ખુબસુરત ખોટી ભવાઇની છતાં યારો,
હણે દિલ તો સચ્ચાઇમાં રહીશું મોજ છે યારો ?
ઘડીભરની છતાં ઘાયલ કરે છે દોસ્તી જે યારો,
કમાઇની સગાઇ જ્યાં ભલાઇ ના મળે યારો;
ગુમાવી બેસતાં મીલ્કત ભલાઇ ના મળે યારો,
કહો સચ્ચાઇ પ્યારીમાં રહી શું મોજ છે યારો ?
મહોબ્બત છે સજાઇ સૂખદાઇ બસ થવા યારો,
"જમાઇ ના થવા કે બે વફાઇ કાજ કંઇ યારો;"
લુચ્ચાઈ વા નવાઇ છે ઉઘડવાની નક્કી યારો,
ફના કરવા પ્રસાવી જો "સનમમાં સ્વર્ગ" છે યારો.
"જુદાઇ ના ઘટે છે જીન્દગિ જ્યાં ગાળવી યારો,"
"પ્રીતિની પાયમાલી ત્યાં ખરાબી છે નક્કી યારો;"
"સનમની ગોદમાં ઉંડી લપાઇ છે રહમ યારો,"
"નથી ત્યાં ઝંખના ક્યાં **स्वर्ग** ને **अपवर्ग** છે યારો."

રાયપુર, બાઉવાની પોળ
અમદાવાદ, તા. ૩૦-૧૨-૧૪. } "કુસુમચંદ્ર."

---

## * आशा !

સૌની નસોમાં પૂર્વજોનો પુણ્ય રક્ત પ્રવાહ હો,
ગુણ શીલ સાહસ બળ તથા સૌમાં ભર્યો ઉત્સાહ હો.
સૌના હૃદયમાં સર્વદા સમ વેદનાનો દાહ હો,
અમને તમારી ચાહ હો ! તમને અમારી ચાહ હો.

---

* શ્રીયુત્ મૈથિલિ શરણ ગુપ્તના હિન્દિ કાવ્યનો અનુવાદ.

વિદ્યા કળા કૌશલ્યમાં સૌનો અટલ અનુરાગ હો,
ઉદ્યોગનો ઉન્માદ હો આલસ્ય–અઘનો ત્યાગ હો.
સન્માન સુખ કે દુઃખમાં સૌ ભાઉઓનો ભાગ હો,
અંન્તઃકરણમાં ગૂંજતો રાષ્ટ્રીયતાનો રાગ હો.

કઠીણાઇઓની મધ્ય અધ્ય વસાયનો ઉન્મેષ હો,
જીવન સરલ હો, તન સબલહો, મન વિમલ સવિશેષ હો.
ચૂકે કદાપિ ન સત્યપથ નિજ દેશ હો કે વિદેશ હો,
"અખીલેશનો આદેશ એ બસ આત્મનો ઉદ્દેશ હો.'

આત્માવલંબન એ અમારી મનુજતાનો મર્મ હો,
ષડ્રિપુ–સમરનું હિત સતત્ ચારિત્ર્ય રૂપી વર્મ હો.
અંતર અલૌકીક ભાવ હો બાહર જગતનું કર્મ હો,
પ્રભુ ભક્તિ પરહિત તેમ નિશ્ચલ નીતિ હો ધ્રુવ ધર્મ હો.

ઉપ લક્ષની પાછળ કદિ વિગલિત ન જીવન લક્ષ હો,
યાવત્ શરીરમાં પ્રાંણ તાવત્ પુણ્યનો બસ પક્ષ હો.
કર્તવ્ય એક ન એક પાલન નિત્ય નેત્ર સમક્ષ હો,
સંપત્તિ કે વિપત્તિમાં વિચલિત કદાપિ ન લક્ષ હો.

સૌ વેદના ઉપદેશનો સૌ દેશમાં પ્રસ્તાવ હો,
સૌહાર્દ તેમ મતૈક્ય હો અવિરૂદ્ધ મનના ભાવ હો.
સૌ ઇષ્ટિ ફળ પાંમે પરસ્પર સ્નેહ રાખીને સદા,
નિજ યજ્ઞ ભાગ સમાનતાથી દેવ પણ લે છે યથા.

સૌ સૌ નિરાશાઓ જશે વિશ્વાસ એ દ્રઢ મૂળ છે,–
આ આત્મ લીલા ભૂમિને ન વિભૂ ભૂલિ શકનાર છે.
અનુકૂળ અવસર પર દયામય સદ્ય દયા બતલાવશે,
એ દિન અહીં પુનઃ આવશે! પુનઃ આવશે! પુનઃ આવશે.

રાયપુર, બાઉવાની પોળ
અમદાવાદ, તા. ૯-૮-૧૫.

રણછોડલાલ એચ. ભટ્ટ.

# * પ્રશ્નોત્તરી!

આદિ સભ્ય છે કોણ મહી પર?
જેનો જોડો મળે ન ભૂપર,
કોણ દેશ છે સૌથી પ્યારો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

નિજ અદ્દભૂત્ બળ બતલાવી—
છે, સકળ કળા શીખડાવી સૌને,
કયો કહો એ ત્રિભુવન તારો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

પશુવત્ જન માનવ રહેતાતા,
નાંના ક્લેશ સદા સહેતાતા,
કર્યા ઉચ્ચ કોણે ઉપકારો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

નરવર તુલ્ય ક્રિડા કરવાને,
સજ્જનનાં સંકટ હરવાને,
કોણ ઇશનો બન્યો દુલારો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

કોણ હતો સુરવરનો રક્ષક?
કોણ અસભ્યોનો પણ શિક્ષક?
પડદા પાછળ નહિં છૂપનારો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

વિધા વિનય દયા કે નયમાં,
કૃતજ્ઞતા વા પૂર્ણ પ્રણયમાં,
કોણ કોઇથી કદિ ન હાર્યો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

રોગ શોક ઘરના ઝગડાથી,
નવા નવા ધાર્મિક રગડાથી,
નથી થતો કોનો છુટકારો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

* હિન્દિ કાવ્યનો અનુવાદ.

ત્રીસ કોટીનો નાયક થઈને,
આપે! નિજ સર્વસ્વ ખોઈને,
કોણ વહાવે દ્રગ-જળ-ધારા?
હિન્દ અમારો! હિન્દ અમારો.

નિજ ભાષાથી કોણ વિમૂખ છે?
કોણ સહન કરતું સૌ દુઃખ છે?
કોણ થયો એ હવે બિચારો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

સુરવરથી જે હતો ઉચ્ચતર,
વિપદ પંકમાં પડી હરીહર!
ફરે કોણ એ માર્યો માર્યો?
હિન્દ અમારો! હિન્દ અમારો.

ધીક જીવન એ પશુ તુલ્ય જન-
નથી મુખે નિકળ્યા ઉદ્દગારો,
કુસુમચંદ્ર! પ્રિય અધિક પ્રાણથી
હિન્દ અમારો! હિન્દ અમારો.

અમદાવાદ,

તા. ૧૦-૮-૧૫.



"કંથ ત્યાગી ભજે સંત ભગવંત તે નાર શું મુક્તિનાં દ્વાર જોશે?"
"કંથ ત્યાગી જતી દેવમંદિર તે નારનાં દેવ શું પાપ ધોશે?"
"કંથ ત્યાગી જતી ડોળ ઘાલુ સતિ નિત્ય પ્રતિપ્યારમાં યાર વાંસે"
"કંથ ત્યાગી જતી નાર કરમે મુકી હાથ આખર જતાં નાથ રોશે."



"પ્રેમના પંથમાં કંથને કામિની વિચરતાં અન્તમાં શું નિહાળે?"
"કૃષ્ણ ગોપી, યદિ સંત ભગવંત,ના સ્નેહની ભવ્યતા સઘ ભાળે."
"કંટક ભર્યા રાહ એ, નેહના દોહ્યલા મોહમાં દેહ દેહી પ્રજાળે,"
"વરદ કર "કૃષ્ણ" લંબાવી લે શરણ દે "સ્વર્ગ" "સત્પ્રેમી" ને અન્તકાળે."



# નાટય નિરૂપણ
## યાને
## દેવી દર્શન.



મનોહારિણી અહા ! દેવી,
તું મોહિની કે યોગિનિ ?
મૃદુ ભાવમયી કે વજ્ર હૃદયી ?
મસ્ત ભેદની ભ્રાન્તિમાં-
કે મધુરિ દેહની કાંન્તિમાં ?

મૃણાલિની મંદ ભામિની,
વિરામા સને વિશ્વમોહિનિ-
વિરાજીત પ્રીતિની રીત આ કે ?

સૌન્દર્યમયિ સુભગે સુન્દરિ,
સુશોભિત હૃદય લોભિત-
સ્મિત હાસ્ય સુકપોલપર ઓપતું-
ઝળકતું ઓષ્ટપર આશ દર્શાવતું,
વદનામ્બૂ જેમાંનું કે ભ્રમર એ-
ફરકતું યુગલ એ નયન શું છે ?

અનુપમ દેવીનું દિવ્ય તેજ-
શાંન્તિભુવનને વિભૂપીત કરતું-
એ શ્યામ વસને પરિધાનીત-
પરમ રત્ન રમણી વીદ્યુલ્લતા,
હૃદય મન વ્યથીત કરતી.
વિહરતી :વિરહ સ્વચ્છંદમાં,
નભમંડળે ચમકતિ ચંચળે;
દેવીની "**ચંદ્ર**" વત્ કાંન્તિ તે-
કોમળુ "**કુસુમ**" કહો ક્યાંથી વિસરે ?

**શાંન્તિભુવન.**

તા. ૨૦-૧૦-૧૪

## શાને નાથનું નામ વિસારે ?

### ભૈરવીની લય.

નાથનું નામ વિસારે-સખીરી શાને નાથનું નામ વિસારે. (૨)
કંટકમય જગ પંથ વીકટ અતિ દૂર્મતિ કાં દીલ ધારે-સખીરી
"ભોગ રોગ" "વીભવ ભવ બંધન" સત્ય સમજ અની હાંરે-સખીરી
પ્રિયતમ પતિ પ્રભુ ક્ષણ તું વિસારી શાને અનીતિ ઇશકને પુકારે-સખીરી
કામ, ક્રોધ, મદ, લોભ, અલગ કર મત્સર ષડ અરી સ્હારે-સખીરી
"ભક્ત" બની "ભગવાન" ભજે (ત્યમ) ધન્ય ! સતી પતી પતી
ઉચ્ચારે-સખીરી.
અમૃત વૃષ્ટી કરી અવની પર "કુસુમ ચંદ્ર" ઉધ્ધારે-સખીરી.

---

ॐ

## "अमारी भारती देवी."

### ગઝલ.

અનુપમ વિશ્વમાં હીરો, અમારી ભારતી દેવી;
અમારા દેહનો દિવો, અમારી ભારતી દેવી;
દયાળુ અન્નદાતા તું, કૃપાળુ સુખ દાતા છું;
નમુ સ્નેહે વિધાતા હું, અમારી ભારતી દેવી.
સનાતન ધર્મ મૂર્તિ તું, પુરાતન આર્ય મૂર્તિ તું;
જનેતા જન્મ ભૂમિ તું, અમારી ભારતી દેવી.
ત્હમારી દિવ્ય ભક્તિમાં, નિહાળુ દિવ્ય શક્તિમાં;
મહદ મંદિર મૂક્તિનાં, અમારી ભારતી દેવી.
અમર શ્રીકૃષ્ણની ભૂમિ, અજર શ્રીરામપદ ચૂમિ;
ઝઝૂમ્યા વીર જ્યાં ઘૂમી, અમારી ભારતી દેવી.
હૃદય અમ યજ્ઞ નીવેદી, બની પ્રિત વૃત્ત આહુતિ;
અપાઈ ત્યાં નિહાળી મધ્ય, મારી ભારતી દેવી.
જળે આર્યેશ્વરી માતા, સ્થળે વિશ્વેશ્વરી માતા;
ગિરી શ્રૃંગે જનેતા દિવ્ય, મારી ભારતી દેવી.
દઇશું જાન પણ આલી, નીતિમય શસ્ત્ર કર ઝાલી;
અમોને પ્રાણથી વ્હાલી, અમારી ભારતી દેવી.

અમદાવાદ.
તા. ૧-૧૦-૧૪. } "ભારતીભક્ત."

# સાહિત્યપ્રકાશ વાર્તામાળા.

વાર્ષિક મૂલ્ય રૂપીયા સવાબેમાં મ્હોટા દળદાર કદમાં
૧૫૦૦ પૃષ્ટનાં પુસ્તકો મળે છે.

**ચાલુ વર્ષમાં નીચેનાં પુસ્તકો મળશે.**

(૧) શશિબાળા યાને ભયંકર મઠ. (૨) અવંતિકાનો એકલમલ.
(૩) કનકકુંત્તા. (૪) મનોરમા. (૫) સત્યોદય.
(૬) લક્ષ્મીકાન્ત. વિગેરે. વિગેરે.

---

## સૂચના.

૧. ગ્રાહકબન્ધુ જો યથાશક્તિ પરિશ્રમ લઇને તસ્દી લેશે તો થોડાજ સમયમાં ધારણા મૂજબ ગ્રાહકો થઇ શકશે. ઉત્તમ અને ઉપયોગી સાહિત્ય જેમ બને તેમ વિશેષ ફેલાય ત્હેમાંજ જનસમાજને લાભ છે.

૨ હવે પછીનું બીજું અને ત્રીજું પુસ્તક વીસ વીસ દિવસને અંતરે પ્રસિદ્ધ થશે.

૩ સંસ્થાના કાર્યવાહકોદ્વારા ગ્રાહક થનાર સજ્જનોએ પુસ્તક મળતાંજ લવાજમ ભરી દઇ વ્યવસ્થાપકની સહી સાથેની છાપેલી રસીદ મેળવવી. લવાજમ અગાઉથીજ લેવાનો રીવાજ છે.

૪ મનીઓરડર મોકલનારે લવાજમ ઉપરાન્ત ૦-૧-૦ વધુ મોકલવો. જેથી પુસ્તકો અનરજીષ્ટર્ડ બુક પોસ્ટથી મોકલવામાં આવશે. અથવા પત્ર લખી વિ. પિ. થી મંગાવી લેવાં.

૫ હિન્દુસ્થાનના ગ્રાહકો પાસેથી કાચાં બોર્ડ પટ્ટીવાળાં પુસ્તકોનું લવાજમ રૂ. ૨-૪-૦ અને સોનેરી પૂંઠાનાં પુસ્તકોનું લવાજમ રૂ. ૩-૪-૦ વિ. પિ. ખર્ચનો એક આનો વધુ છે. હિન્દ બહારના ગ્રાહકો પાસેથી કાચાં પુઠાના રૂ. ૩-૧૨-૦ અને સોનેરી પુઠાના રૂ. ૪-૧૨-૦ છે.

૬ જવાબ માટે રિપલાય કાર્ડ અગર ટીકીટ મોકલવી. સઘળી જાતનો પત્રવ્યવહાર સ્પષ્ટ રીતે આ સંસ્થાના નામથી કરવો. પેન્સીલથી અગર નહી ઉકલે તેવા પત્રો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે નહી.

**મંત્રી.**

# લક્ષ્મણચંદ્રજી સાહિત્ય ગ્રંથાલય.

## અમદાવાદ.

---

### ગ્રંથાલયના હેતુઓ.

(૧) આ ગ્રંથાલયની સ્થાપના કરવાનો મૂખ્ય ઉદ્દેશ ધર્મ, નિતિ, અને જ્ઞાનનો પ્રચાર કરવાનો છે.

(૨) આ ગ્રંથાલય સારા સારા વિદ્વાનોના ગ્રંથો છપાવીને પ્રસિદ્ધ કરશે.

(૩) અન્ય ભાષાઓનાં ઉત્તમોત્તમ પુસ્તકોનો અનુવાદ ગુજરાતીમાં કરાવી પ્રકટ કરશે.

(૪) સમસ્ત જગતની સઘળી ભાષાઓના ગ્રંથો સંગ્રહિત કરવાનો પ્રયાસ કરશે.

(૫) વર્તમાનપત્ર તથા માસિક પત્ર પ્રસિદ્ધ કરશે.

(૬) વિદ્વાનોને આશ્રય આપશે.

આ ગ્રંથાલયને સૌથી પ્રથમ જરૂર પરભાષાના ગ્રંથોની છે. કારણ કે ગ્રંથાલયના મકાનમાં પ્રથમ એક સારી લાઇબ્રેરી હોવાની ખાસ આવશ્યક્તા છે. આ ગ્રંથાલય તરફથી "સાહિત્યોદ્ધારક ફંડ" સ્થાપન કરવામાં આવ્યું છે. જેમ જેમ ગ્રંથાલયનું ફંડ મ્હોટું થતું જશે તેમ તેમ અન્ય ઉમેદવારો અને વિદ્વાનોને રોકવામાં આવશે. આ ગ્રંથાલયને હાલમાં એક સારા મકાનની જરૂર છે. કેમ કે હાલમાં આ ગ્રંથાલયનું સર્વ કામ ભાડાના મકાનમાંજ કરવામાં આવે છે જેથી ત્હેને ખસેડવાની ખાસ જરૂર છે. કોઇ સખી ગ્રહસ્થ યોગ્ય રકમ ખર્ચી મકાન બંધાવી આપશે. તો ત્હેનું નામ સદાને માટે અમ્મર કરવામાં આવશે. સાહિત્યની ઉન્નતિ વિના ભારતવર્ષની ઉન્નતિ થવી બહુજ અશક્ય છે. સર્વથી શ્રેષ્ટ દાન જ્ઞાનદાન છે. દાન આપવાનું સર્વો પરિસ્થાન "લક્ષ્મણચંદ્રજી સાહિત્ય ગ્રંથાલય અને સાહિત્યોદ્ધારક ફંડ" અમદાવાદજ છે. સાહિત્યની ઉન્નતિ એજ ભારતવર્ષની ઉન્નતિનો મુખ્ય પાયો છે. આ સાહિત્યોન્નતિ કરનાર ધાર્મિક સંસ્થાદ્વારા એ-

કલા ગુજરાતી સાહિત્યનો નહી પણ સંસ્કૃત, હિન્દી, મરાઠી, વિગેરે વિગેરે સાહિત્યના ઉદ્ધાર માટે યોગ્ય પ્રયત્નો સેવવામાં આવે છે. આવી ઘણીખરી ભાષાઓની શ્રેષ્ટ સેવા બજાવનાર જો કોઇપણ સંસ્થા હોય તો 'તે' આખા હિન્દુસ્તાનમાં પહેલામાં પહેલી આજ છે. સાહિત્યના ઉદ્ધાર માટે દાન આપવું તે સર્વ તીર્થો નથી પણ અધિક છે. અને સર્વથી શ્રેષ્ટ સાહિત્ય દાન છે, ખાવા પીવામાં અને પહેરવા ઓઢવામાં અનેક રીતે ધનનો વ્યય થાય છે. સંપત્તિમાન, રાજા-મહારાજા અને શ્રીમંતો 'જો' વિચારે તો સાહિત્યનો ઉદ્ધાર કરનારા આવા ખાતાને માસિક અથવા વાર્ષિક મદદ આપવી ભારે પડે તેમ નથી. ધર્માનુસાર અને ન્યાયાર્જીત દ્રવ્ય સત્પાત્રને જોઇ આપવું તેજ ખરૂં દાન છે.

## દાન આપવાના નિયમો.

(૧) રૂ. ૧૦૦૦) આપનારની રકમથી મહાભારત જેવો દળદાર અને ઉત્તમ ગ્રંથ બહાર પાડવામાં આવશે. અને હેમાં હેનું નામ પ્રસિદ્ધ કરી અમ્મર કરવામાં આવશે.

(૨) રૂ. ૭૦૦) આપનારની રકમથી એક સપ્તાહિકપત્ર બહાર પાડવામાં આવશે. અને હેનું નામ અમ્મર કરવામાં આવશે.

(૩) રૂ. ૫૦૦) આપનારની રકમથી આ સંસ્થા તરફથી બહાર પડતી મ્હોટી ગ્રંથમાળાનું એક પુસ્તક બહાર પાડી આશ્રયદાતા તરીકે હેનું નામ પ્રસિદ્ધ કરવામાં આવશે.

(૪) રૂ. ૨૫૦) આપનારની રકમથી આ સંસ્થા તરફથી બહાર પડતી નાની ગ્રંથમાળાનું એક પુસ્તક બહાર પાડી શકાશે. અને હેમાં એનું નામ પ્રસિદ્ધ કરાશે.

(૫) રૂ. ૧૦૦) આપનારની રકમથી ન્હાનું રસીલું અને ચટકદાર એક માસિકપત્ર બહાર પાડવામાં આવશે.

(૬) રૂ. ૫૦) આપનાર પણ આ સંસ્થાનો પહેલા નંબરનો સ્હાયક ગણી શકાય છે.

(૭) રૂ. ૨૫) આપનાર પણ આ સંસ્થાનો બીજા નંબરનો સ્હાયક ગણી શકાય છે.

આ સિવાય હરકોઇ જાતનું દ્રવ્યાદિક દાન સ્વીકારાય છે. પાંચ રૂપીયાથી વધારે આપનારનાં નામ આ સંસ્થા તરફથી બહાર પડતી ગ્રંથમાળામાં પ્રસિદ્ધ કરી અમ્મર કરવામાં આવશે, સાહિત્યનો પ્રચાર

કરવો અને તે દ્વારા પ્રજાની–ધાર્મિક, અધ્યાત્મિક, માનસિક, ઐદ્યોગિક, સંસારિક, અને સામાજીક પ્રગતિ થાય એવાં પુસ્તકોની આપણા દેશમાં ઘણી જરૂર છે. ઉન્નતિ શિખરે પહોંચેલા દેશો આવાં પુસ્તકોની ઘણીજ મ્હોટી સંખ્યા ધરાવે છે. અને તેજ ત્હેમની ઉન્નતિનું કારણ છે. ચારકરોડની ન્હાની સંખ્યા ધરાવનાર અંગ્રેજ પ્રજા એટલું વિશાળ સાહિત્ય ધરાવે છે કે ત્હેની હરિફાઇમાં હિન્દુસ્તાનની ત્રીસકોટી પ્રજાનું સાહિત્ય ઉભું રહી શકતું નથી. આજે સમગ્ર હિન્દુસ્તાનમાં અસલ (Original) ગ્રંથ લખનારા કેટલાક છે! ટુંકામાં આપણું સાહિત્ય અત્યંત કંગાલ છે. અને જ્યાં સુધી ત્હેને ઉન્નત કરવામાં આવશે નહી ત્યાં સુધી દેશની ઉન્નતિ અશક્ય છે. હાલમાં જ્યાં સુધી અસલ લેખકો ઉત્પન્ન થયા નથી ત્યાં સુધી ભાષાન્તરનાં પુસ્તકોદ્વારાજ આપણા સાહિત્યની સેવા કરવી ઇષ્ટ છે. સંસ્કૃત, અંગ્રેજી, ફ્રેંચ, જર્મની, જાપાની, બંગાળી, મરાઠી, હિન્દી, ઉર્દુ, વિગેરે વિગેરે દેશોની ભાષામાં જે ઉત્તમોત્તમ પુસ્તકોનો ભંડાર ભરેલો છે. ત્હેનો લાભ આપણા દેશના લોકોને ભાષાન્તરદ્વારાજ આપવો શક્ય છે. અને તે પ્રકારની સેવા કરવી એ અમારો ઉદ્દેશ છે. હિન્દુ 'યુનીવર્સીટીને' માટે જેટલું મ્હોટું ફંડ એકત્રિત કરવામાં આવ્યું છે તેટલુંજ મ્હોટું ફંડ આ કાર્ય માટે એકત્રિત કરવામાં આવે 'તો' પણ એના વિશાળ પ્રદેશને પહોંચી વળાય એમ નથી. આજકાલ વસ્તુ સ્થિતિ એવી થઇ પડી છે કે જેમને ઇશ્વરે દ્રવ્ય આપ્યું છે. તેઓ સાહિત્યસેવા કરવાને લાયક અગર ખુશી નથી. અને જેઓ સાહિત્ય સેવા કરાવને તત્પર છે. ત્હેમની પાસે પોતાના ઉદર નિર્વાહ પૂરતાં પણ સાધન નથી. આથી દ્રવ્યવાન અને વિદ્વાન એ ઉભય સાહિત્ય સેવા કરી શકતા નથી.

પાશ્ચાત્ય દેશમાં લેખકોને જ્યારે પોતાના ગ્રથોનાં મોં માગ્યા દામ મળે છે. ત્યારે આદેશામાં છપામણીના પૈસા પણ માથે પડે છે! આવી દશામાં શ્રીમંતોના દ્રવ્ય દ્વારા વિદ્વાનોની બુદ્ધિનો લાભ લોકોને આપવાનો પ્રયત્ન કરવો જોઇએ અર્થાત્ શ્રીમંતોના દ્રવ્યથી રંક પરન્તુ સુયોગ્ય વિદ્વાનોના પુસ્તકો છપાવી તેનો લાભ પ્રજાને આપવો જોઇએ, જે દેશમાં વિદ્વાનોની કદર થતી નથી તે દેશ ભીખારી દશામાંજ રહેવાને સરજાએલો હોય છે. કોલેજના પ્રોફેસરો કરતાં પણ વિશેષ વિદ્વત્તા ધરાવનાર લેખકો આજે નિર્વાહ પૂરતા પૈસા પણ મેળવતા નથી કેટ-

લીક ગ્રંથ પ્રકાશક સંસ્થાઓ લેખકોને તેમના કાચાં પૂઠામાં થતા ખર્ચ જેટલા પૈસા પણ આપતી નથી. ઉત્તેજનના આ અભાવનું પરિણામ એ આવ્યું કે વિદ્વાનો પોતાની ઉત્તમોત્તમ શક્તિઓનો લાભ દેશને આપી શક્તા નથી. માટે વિદ્વાનોને પારિતોષિક આપી હેમની પાસે ગ્રંથો લખાવી તેમને પ્રસિદ્ધ કરી લોકોને હેમનો લાભ આપવો એ હમારૂં કર્તવ્ય રહેશે જેમ્સ એલન, યોગી રામચરક, ટોલ્સ્ટોય, એવા ગ્રંથકારોના ગ્રંથોનો અનુવાદ, તથા ઉત્તમોત્તમ બંગાળી ગ્રંથકારો જેવા કે રવિન્દ્રનાથ ટાગોર બંકીમચંદ્ર ચટોપાધ્યાય, પ્રભાત કુમાર મુખોપાધ્યાય, ગિરીશ ઘોષ, અમર પારસનીસ જેવા ચુનંદા મરાઠી વિદ્વાનો તેમજ મૈથીલી શરણગુપ્ત, સાહિત્યાચાર્ય, ચમાવતાર, જેવા પ્રખ્યાત હિન્દી વિદ્વાનોના લોક પ્રિય ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવશે. એક હાથે તાળી પડતી નથી. એ નિયમ પ્રમાણે અમે આજે મ્હોટું સાહસ ઉઠાવ્યું છે. તે માત્ર હમારી પોતાનીજ હીમ્મત ઉપર નહી, પરન્તુ સાહિત્યના ઉપાસકો અમારા કાર્યમાં અમને યથા શક્તિ સ્હાયતા આપવામાં પાછી પાની નહી કરે એવા દ્રઢ વિશ્વાસથીજ અમે આજે સાહિત્યના ક્ષેત્રમાં ઉપસ્થિત થયા છીએ, ' જો ' દરેક સાહિત્યો પાસક ધારે તો સ્હેલાઇથી આ સંસ્થા તરફથી બહાર પડતી ગ્રંથમાળાના અકેક ગ્રાહક. વધારી શકે ! વળી જેમ જેમ અમારા ગ્રાહકોમાં વધારો થતો જશે તેમ તેમ અમે અમારા ઉચ્ચ વિચારોને સર્વાંશે અમલમાં મૂકવાનો યત્ન કર્યે જઇશું. કર્મ કરવું એ હમારો ધર્મ છે. પરન્તુ જ્યાં સુધી કર્મ કરવાનાં સાધનો જરૂરી સંખ્યામાં પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ઉત્તમ કાર્ય કરવામાં અનેક વિઘ્નો નડે એ સાહજીક છે.

**कर्मणे वाधिकारस्ते माफलेषु कदाचन** એ પ્રમાણે અમે માત્ર કર્મ કરવાની શક્તિ પ્રાપ્ત કરીએ એટલાંજ સાધનોની અપેક્ષા રાખીએ છીએ. ફળની આશા રાખતા નથી કારણકે આ યત્ન કોઇપણ પ્રકારના સ્વાર્થને અંગે આદરવામાં આવ્યો નથી.

### બંગાળી તેમજ મરાઠી સાહિત્યનો ભગિરથ પ્રયત્ન.

સાહિત્ય ક્ષેત્રમાં બંગાળી તેમજ મરાઠી સાક્ષરો તથા પકાશકો વર્તમાન સમયમાં જે પ્રયત્નો સેવે છે તે જોતાં હજુ આપણા સાહિત્યમાં એવા અનેકધા પ્રયત્નો કરવાની આવસ્યક છે. બંગાળી મરાઠી હીન્દી વિગેરે વિગેરે ભાષામાં પ્રસિદ્ધ થતાં માસિક પત્રો જેવાં કે પ્રવાસી, ભારતી, માનસી. ભારત વર્ષ, સાહિત્ય, તત્વ બોધિની, ગલ્પલહરી,

પ્રતિભા, વિજ્ઞાન, માસિક મનોરંજન, નવયુગ, ચિત્રમયજગત્, લોક શિક્ષણ સચિત્ર ગ્રંથમાળા, ચિત્તરંજનમાળા, ગુણગોવિન્દમાળા, કુસુમ માળા, સરસ્વતી, ઇન્દુ, મર્યાદા, પ્રભા, વિગેરે વિગેરે માળાઓ તેમજ સુપ્રસિદ્ધ માસિકપત્રો જે સ્તુત્ય યત્ન ચલાવી રહ્યાં છે. તે અવશ્ય અનેકધા ધન્યવાદને પાત્ર અને એ તરફ જોવા જતાં આપણા 'સાહિત્યમાં' પણ અદ્યાપી એવા વિશેષ યત્નો થવાની જરૂર છે. અમે સાહિત્યપ્રેમી બન્ધુઓને આવા ધાર્મિક ખાતામાં સ્હાય આપવા વિનંતિ કરીએ છીએ, સાહિત્યની ઉન્નતિ વિના આત્મોન્નતિ કે દેશોન્નતિની આશા રાખવી એ સર્વાંશે વ્યર્થ છે.

## અર્વાચિન સમયનું દિગ્દર્શન.

જુવો કે આપણો જન સમાજ અર્વાચિન સમયે સુધરતો જતો કહેવાય છે. પરન્તુ તેની આંન્તરિક્ત પરિસ્થિતિ જોવા જતાં તેમાં અનેક પ્રકારની ખામીઓ માલૂમ પડે છે. હાલના જન સમાજમાં ધાર્મિક વૃત્તિની ન્યૂનતા સ્થળે સ્થળે જોવામાં આવે છે. કુટુંબોમાં ક્લેશમય ભાવનાઓનો નિવાસ જણાય છે. સામાજીક તેમજ નૈતિક બંધારણો સુદ્રઢ જણાતાં નથી. આથી કરીને આપણા જન સમાજની નીતિ રીતિમાં અચાર વ્યવહારમા જ્ઞાનકાન્ડમાં સંસારિક સ્થિતિમાં કાંઇક પણ અંશે ઉન્નત થાય અને પૂર્વનો પૂણ્ય ભૂમિ ભારત કાંઇકિ અંશે પૂણ્યશાળી થાય એ હેતુથી અમોએ નીચેની ગ્રંથમાળાઓ શરૂ કરી છે, અને તે દ્વારા પુસ્તકો સંબંધીની રૂપરેખા પણ ત્હેની સાથેજ આલેખવામાં આવી છે.

## સ્વર્ગસ્થ ગંગા સ્વરૂપ લલિતાબાઈ સ્મારક ગ્રંથમાળા,

આ માળા દ્વારા દર મહિને એક પુસ્તક બહાર પડે છે, અને ત્હેમાં જીવન ચરિત્ર, વિદ્યાકળા, હુન્નર, ધર્મ. નીતિ, વેદાન્ત, ઇતિહાસ, સાહિત્ય વિગેરે વિગેરે વિવિધ વિષયનાં સર્વોત્તમ પુસ્તકો અપાય છે. પુરૂષો, સ્ત્રીઓ, બાળકો, ધર્મના ભાવિક જનો વિગેરેને રૂચતાં સર્વ વર્ગના વાંચનારાઓને આનંદ દાયક થઇ ત્હેમના જીવનના ઉન્નતિ ક્રમમાં સ્હાયક અને પ્રોત્સાહક થાય તેવાં બાર પુસ્તકો આપવામાં આવે છે.

પ્રવાસિના પત્રો. પ્રથમ ગુચ્છ—ગ્રામ્ય જીવન ગાળતા, અશિક્ષિત લોકની, થોડા શ્રમે અલ્પ આર્થિક શ્રવે, અને પ્રાજલ પાડવામાં આવતા સમએ, શી રીતે સર્વોત્કૃષ્ટ સેવા બજાવી શકાય, ત્હેની રૂપરેખા, સા-

ધનો માટેના ઇલાજો, વગેરે, કેળવાયલો વર્ગ ધારે તો પોતાનાં કર્તવ્ય કેવી રીતે સ્હેલાઇથી બતાવી શકે? સમય સ્થિતિ અને સંજોગોની પ્રતિકૂળતા છતાં દેશની ઉન્નતિ, વાંચ્છનારો સતત્ પ્રયત્ન અને પુરૂષાર્થ દ્વારા ભૂમિના ગૌરવને મૂળની જાહોઝલાલીમાં શી રીતે લાવી શકે? વિધવા બ્હેનનાં કર્તવ્ય સામાજીક, સંસારિક, અને ઘટીત રાજકિય વિષયોમાં ઉદ્ભવતી અનેક શંકાઓનો ફડચો તથા ત્હેની સાથે પાશ્ચાત્ય પ્રજાનાં દ્રષ્ટાન્ત અને કરવા યોગ્ય અનુકરણનાં સ્પષ્ટિકરણ, ધાર્મિક, નૈતિક, અને આર્થિક દશાની સુધારણા સંબંધી સંગીન વિવેચન કરવામાં આવ્યું છે. તૈયાર છે.

પ્રવાસિના પત્રો–દ્વિતિય ગુચ્છ—લોકમત કેળવવાની માર્મિક સંજ્ઞાઓ, શિક્ષણ જેવા ગહન વિષયમાં કરવા જોઇતા ફેરફાર સંબંધી મજબૂત દલિલો અને કારણો, બાલ સાહિત્ય, સ્ત્રીયોપયોગિ સાહિત્ય, ઉણપ ટાળવાના ઉપાયો, અન્ધ શ્રદ્ધાળુ, અને પરભોગીપણાની ટેવથી, પારકી પ્રજાને જોઇ નાહક અંજાઇ જનારાઓને, મીઠી ચાબુક, અને ટુંકામાં આપણે આપણું જીવન ઉન્નત, પવિત્ર, અને આદર્શ બનાવી શકીએ એવા માર્ગો આ પુસ્તકમાં બતાવવામાં આવેલ છે. પ્રવાસિ ભિન્ન ભિન્ન વ્યક્તિને ત્હેનું વલણ તપાસી, પત્રો લખે છે, ત્હેમાંજ આ સૌ વિષયોનો સમાવેશ થએલો હોવાથી વાંચકને કંટાળો નહી આપતાં જીજ્ઞાસા વધ્યાંજ જાય છે, અને વાંચતાં વાંચતાં તે જે વિષય સંબંધી શંકા કરે, ત્હેને, પાછળથી, ત્હેનું સમાધાન થઇ જાય છે. આ પુસ્તક પ્રત્યેકે પોતાની પાસે રાખવા યોગ્ય છે—છપાય છે. છપાઇ બાઇન્ડીંગ વિગેરે ઉત્તમ હોવા છતાં લવાજમ માત્ર કાચા પુંઠાના—રૂ. ૩–૦–૦ અને સોનેરી પુંઠાના—રૂ. ૪–૮–૦. હિન્દ બહારના ગ્રાહકો પાસેથી કાચા પુંઠાના—રૂ. ૪–૮–૦ અને સોનેરી પુંઠાના—રૂ. ૫–૮–૦ પોષ્ટેજ સાથે.

## સૌમિત્ર વાર્તાવલિ.

આ માળા દ્વારા સ્ત્રી, પુરૂષ, બાળક, વૃદ્ધ, વિગેરે વિગેરે વિના સંકોચે વાંચી શકે ત્હેવી શિક્ષાપ્રદ અને જ્ઞાન સાથે ગમ્મત આપનાર સર્વોત્તમ વાર્તાઓ બહાર પડે છે. એક વર્ષમાં બાર સ્વતંત્ર પુસ્તકો અપાય છે.

(૧) પ્રણયલિલા—આ રત્નમયી ભારત ભૂમિ ઉપર અનેક વિ-

દેશીઓના આક્રમણથી આઘાત થયાની હકીકત ઇતિહાસ પટપર ચિત્રિત છે અને દિલ્હી તંત્રના હાલકડોલ રાજ કારોબાર વખતે, યવન લોભીઓએ, પવિત્ર ભારતવાસીઓપર જુલમ ગુજારેલ, જે વખતે રજપુત અને યવન વચ્ચે હાડવૈર છતાં ક્ષત્રિય ટીક પરન્તુ ક્ષત્રિય બાળાઓ પણ પોતાના પ્રાણની પણ પરવા કર્યા સિવાય પોતાનું ગૌરવ જાળવી રહી હતી. દેપીપ્રેમ એટલે માત્ર દંપત્તિ સ્નેહજ નહિ, પરન્તુ સર્વત્ર પરિણુત થએલ શુદ્ધ સ્નેહ અને ત્હેનાં કેવાં ઉત્તમ પરિણામો આવે છે? આદિ રસોનું ભાન કરાવનાર અપૂર્વ વાર્તા-તૈયાર છે. છપાઈ બાઇન્ડીંગ વિગેરે ઉત્તમ હોવા છતાં લવાજમ માત્ર કાચા પુંઠાના— રૂ. ૩-૦-૦ અને સોનેરી પુંઠાના—રૂ. ૪-૮-૦. હિન્દ બહારના ગ્રાહકો પાસેથી કાચા પુંઠાના—રૂ. ૪-૮-૦ અને સોનેરી પુંઠાના રૂ. ૫-૮-૦ પોષ્ટેજ સાથે.

## શ્રી લક્ષ્મણચંદ્રજી સાહિત્યમાળા.

આ માળાદ્વારા ધાર્મિક, ઐતિહાસિક, નૈતિક, સામાજીક, તાત્વિક, વિગેરે વિગેરે વિષયોના શ્રેષ્ટ ગ્રંથો આપવામાં આવે છે. પૂણ્યભૂમિ ભારતવર્ષ કર્મભૂમિ છે. અતિશય કર્મફળથી આ દેવભૂમિમાં જન્મ ગ્રહણ કર્યો છે. અમો ભારતમાતાના સંતાન છીએ. અમે આ અમારા કર્તવ્ય ક્ષેત્રમાં પ્રસિદ્ધ કરેલી "શ્રી લક્ષ્મણચંદ્રજી સાહિત્યમાળા" માં દેવજનોનો ઋષિમુનિયોનો તથા વિશ્વના વિવિધ રંગોને પરિચય કરાવીશું. અમારી આશા ઉચ્ચ છે. પરન્તુ અમે ભારત સંતાન અમારા કર્તવ્યક્ષેત્રને લક્ષમાં રાખી સાહિત્યપૂજાની સામગ્રીના સંગ્રહ કાર્યમાં નિયુક્ત થઇશું, તો કૃત કાર્ય થઇશુંજ, એવો દ્રઢ વિશ્વાસ છે. સર્વ સિદ્ધિ આપનારા ભગવાન્ અમારા આશ્રયદાતા છે.

## ગ્રાહક થવા માટેના નિયમો.

(૧) પ્રવેશ ફી એક રૂપીયો ભરનાર આ માળાનો ગ્રાહક થઇ શકે છે.

(૨) ગ્રાહકોને માળાનાં પુસ્તકો યોગ્ય કીંમતે મળશે.

(૩) દર બે મહિને એક એક પુસ્તક પ્રસિદ્ધ થશે.

(૪) દરેક પુસ્તકની મૂળ કીંમત બેથી ત્રણ રૂપીયા રહેશે. અને ગ્રાહકોને દર સાલ છથી સાડાછ રૂપીયામાં સર્વ પુસ્તકો મળશે.

(૫) આ માળાનાં પુસ્તકો પ્રસિદ્ધ થયેથી ગ્રાહકોને યોગ્ય કીંમતે

મળશે. અને પુસ્તકો સંબંધીની સર્વ ગ્રાહકોને અગાઉથી સૂચના કરેવામાં આવશે. "પુસ્તક" કીંમત અને ટપાલ ખર્ચ સહીત, વિ. પિ. થી મોકલાશે.

(૬) વર્ષની શરૂવાત સંવત્ ૧૯૭૨ ના કાર્તિકથી ગણુવામાં આવશે.

## શ્રી લક્ષ્મણુચંદ્રજી કથામાળા.

આ માળાદ્વારા—અંગ્રેજી, ફ્રેંચ, જર્મની, જાપાની, બંગાળી, મરાઠી, ઉર્દુ હિન્દી, વિગેરે વિગેરે ભાષાઓમાંથી લોકપ્રિય રૂશીકર રૂપાન્તરો અને મૂળ નવીન લખાએલ સંસારિક, ધાર્મિક, ઐતિહાસિક, નૈતિક, સામાજીક અને ગુહ્ય પોલીસના ચાતુર્યની નવલકથાઓ જન સમાજમાં માન પામેલા લેખકોના હાથથી લખાએલી નિયમિત રીતે બહાર પડે છે. આ માળાના ગ્રાહક થવા ઇચ્છનારે "શ્રી લક્ષ્મણુચંદ્રજી સાહિત્યમાળા" ના નિયમો વાંચી જોવા વિનંતિ છે.

## લેખકોને પારિતોષિક.

સંસ્કૃત, અંગ્રેજી, ફ્રેંચ, જર્જની, જાપાની, બંગાળી, મરાઠી, ઉર્દુ, હિન્દી, વિગેરે વિગેરે ભાષાઓથાંથી કાળજીપૂર્વક ગ્રંથનો અનુવાદ કરી આપનારને પુસ્તક પસંદ પડેથી યોગ્ય પારિતોષિક આપવામાં આવશે કોઇ ગ્રંથકાર પાસે પ્રાચિન અર્વાચિન હસ્ત લિખિત ગ્રંથ હોય અને 'તે' હમારા તરફ મોકલી આપેથી બહાર પાડવાની યોગ્ય બ્યવસ્થા કરવામાં આવશે.

## સાહિત્ય પ્રકાશ વાર્તામાળા.

મ્હોટા દળદાર કદમાં વાર્ષિક પંદરસો પૃષ્ટના રસિક અને સર્વોત્કૃષ્ટ સુબોધમય, સચિત્ર વાંચનનો અપૂર્વ ભંડાર, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષના ચારે પદાર્થ પ્રાપ્ત કરાવનાર રસીલી વાર્તાઓનો મહાન્ યુગાંતર. દરેક પુસ્તક સ્વતંત્ર અપાય છે. વર્ષની શરૂવાત સંવત્ ૧૯૭૧ ના અષાડથી ગણુવામાં આવશે. લવાજમ કાચા પુંઠાના રૂ. ૨–૪–૦ અને સોનેરી પુંઠાના રૂ. ૩–૪–૦. હિન્દ બહારના ગ્રાહકો પાસેથી કાચા પુંઠાના રૂ. ૩–૧૨–૦ અને સોનેરી પુંઠાના રૂ. ૪–૧૨–૦ પોષ્ટેજ સાથે.

ચાલુ વર્ષમાં નીચેનાં પુસ્તકો મળશે. (૧) શશિબાળા યાને ભયંકર મઠ—આ પુસ્તકમાં, વીરસેનની વીરતા, શશિબાળાએ પોતાના શિયળ

ધર્મનું કેવી રીતે સંરક્ષણ કર્યું, પતિને મરિ ગએલી ધારતા, સાધુ વેષધારી કુમાર સ્વામીનાં ઘોર કૃત્યો સ્હામે થઇ, સાધ્વિ સુલોચનાએ ભૈરવી સ્વરૂપે અદ્રષ્ય રીતે કેવા કેવા ભયંકર ભેદી બનાવોના ભેદ પ્રકટ કર્યા છે, શશિમાળા અને વીરસેનને કારાગૃહમાંથી મુક્તિદાન આપવાને માટે જીવનની પણ દરકાર રાખ્યા સિવાય કેવો અગાધ પરિશ્રમ લીધો. કુમાર સ્વામીનાં પ્રત્યેક નીચ કાવત્રાની સ્હામે થઇ અનેક મનુષ્યોના અમૂલ્ય આત્માઓનું રક્ષણ કરતાં ભૈરવી, યોગીનીઓ તથા સાધુઓને કેવા વીકટ માર્ગમાંથી પસાર થવું પડે છે. ભૈરવીઓના ભેદી બનાવો, યોગીનીઓના ચમત્કારો, કુમાર સ્વામી અને તેના અનુયાયીઓ, સાધુ વેષધારી લુંટારાઓને અનેક રીતે માહીત કરી આખરે સતમાર્ગપર લાવવાને માટે કેવી રીતે શક્તિવાન બને છે. અનેકા અનેક ભેદ પ્રકટ થતાં, વાંચતાં વાચતાં રોમાંચ ઉભાં થાય છે. છેવટનો આનંદ વળી ઓરજ રીતે આલેખવામાં આવ્યો છે. તૈયાર છે—પૃષ્ટ સવાસો.

(૨) **અવંતિકાનો એકલમલ ભાગ ૧ લો**—આ પુસ્તકમાં ક્ષત્રિય ધર્મ, મિત્રનું કર્તવ્ય, બાળકોને ઉચ્ચ શિક્ષણ, આપવાનું ઉત્તમ પરિણામ, રાજપ્રપંચ, સ્ત્રી પુરૂષના હક્ક, અને નિર્મળ પ્રેમ, લગ્ન રિવાજનું વિવેચન, ન્યાય કરવામાં આંતરિક તપાસની જરૂર, ક્ષત્રાણીઓની બહાદુરી, અવનતિ અને અધોગતિનો અબાધિત નિયમ, આદિ મનન કરવા યોગ્ય બાબતો રસપૂર્ણ યોજવામાં આવી છે. તૈયાર છે—પૃષ્ટ લગભગ ત્રણસેં.

(૩) **મનોરમા**—આ સામાજીક વાર્તામાં નાયિકા મનોરમાની નાવ **અર્ધો ઘટો ઘોષ મુપૈતિ ન્યૂન** એ ઉક્તી પ્રમાણે અપૂર્ણ કેળવણી, અને સગર્વતાથી, સમાજના સુંદર દેખાતા બાહ્યાંગમાં લોભાઇ અવનતિરૂપ ખડકપર અથડાતાં ત્હેનો કેવો કચ્ચરઘાણ નીકળી જાય છે? લેભાગુ પદવી ધરો ઉપરથી શુદ્ધતાનો ડોળ દેખાડતા અંતરથી કેવા કલુષિત હોય છે? દૂષિત છપાએલ છાપ ભુંસી પશ્ચાતાપના પરિણામો પોતાના શુદ્ધ જીવન પથપર આરૂઢ થતાં ત્હેણીને કેવા અને કેટલા પરિશ્રમ કરવા પડે છે? આદિ રસોનું ભાન કરાવનાર 'મનોરમા' જ છે. છપાય છે—પૃષ્ટ લગભગ બસેં.

(૪) **કનકકુંત્તા**—આદ્ય સમયના સત્યોપદેશક નિસ્વાર્થ ઋષિ અને મુનિઓના આદર્શ જીવન સાગરમાંથી તરંગ તલ્લિનતા પ્રાપ્ત

કરાવે છે. ભારત નરવીરના શુદ્ધ વિરત્વના હૃદયભેદક વૃત્તાંતો માની આસ્વાદતા મેળવી શકાય છે. દેવી પ્રેમની રમ્ય કાન્તિવાળી આર્ય બાળાની ચિત્ર રેખા હૃદયમાં અંકિત કરાવે છે. પ્રાચીન શુદ્ધ આર્ય ભૂમિ કે જ્યારે તે વિદેશી વાતા વરણુથી સંમીશ્ર થઇ ન હતી. તે સમયના મનોરમ ચિત્રનું નિરિક્ષણ કરાવે છે. છપાય છે. પૃષ્ટ લગભગ ત્રણુસેં.

(૫) **સત્યોદય**—લેભાગુ લેખકોની પદવી ધારણ કરવા માગનારાઓ ખરા લેખકને કેવી કફોડી સ્થિતિમાં આણી મૂકે છે? સમાજની સ્થિતિનો ખરો આધાર શાપર છે? લેખકની પૈસા સંબંધીની સ્થિતિ કેવી દયાજનક થઇ પડે છે, નિર્લોભી ગુપ્ત પોલીસ કેવા ઉપકાર પૂર્ણ કાર્યો કરે છે? આદિ સત્ય માર્ગોને દર્શાવવા આ વાર્તાની કૃતિમાં પ્રયત્ન સેવવામાં આવ્યો છે. જેના વાંચનથી સમાજ પર સત્ય અસર થશે ત્હેમાં જરાપણ શંકા નથી. છપાય છે. પૃષ્ટ લગભગ અઢીસેં આ સિવાય દેવીનંદિની, લક્ષ્મીકાન્ત વિગેરે વિગેરે અપાશે.

## શ્રીમત સયાજીરાવ ગાયકવાડ ગ્રંથમાળા.

એક વર્ષમાં બારસો પૃષ્ટનાં સર્વોત્તમ પુસ્તકો અપાય છે. વર્ષની શરૂઆત સંવત્ ૧૯૭૦ ના ભાદ્રપદથી કરવામાં આવી છે. છપાઇ બાઇન્ડીંગ વિગેરે ઉત્તમ હોવા છતાં લવાજમ માત્ર રૂ. ૧-૧૦-૦ હિન્દ બહારના ગ્રાહકો પાસેથી રૂ. ૨-૪-૦ પોસ્ટેજ સાથે ચાલુ વર્ષનાં કેટલાંક પુસ્તકો.

(૧) **રામકૃષ્ણ વાક્સુધા** ભાગ ૧ લો—બંગાળાના પ્રખ્યાત મહાત્મા રામકૃષ્ણુના નામથી કોઇ પણ માણસ અજ્ઞાત નથીજ, અને જેથી ત્હેમના ગ્રંથ માટે વધારે પ્રસંશા કરવી 'તે' તેના ઉપર ઢોળ ચઢાવવા જેવું છે. સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ પૃષ્ટ લગભગ ત્રણુસેં છપાય છે.

(૨) **લલિતનાં કાવ્યો દ્વિતિયગુચ્છ**—આ પુસ્તકમાં પતિ પત્નિના પરસ્પર ધર્મો, રાજ સેવા, તથા નિર્દોષ પ્રેમનાં વિવિધ સ્વરૂપો સારી રીતે વર્ણવામાં આવેલ છે. સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ પૃષ્ટ સો છપાય છે.

(૩) **પ્રેમનાં પરિમલ**—પ્રેમના વિવિધ પરાગ પુરનારી વીર,

શ્રૃંગાર, આદિ રસથી રસબસ ભરેલી, સર્વોત્તમ ભાવ અને આત્મ-ત્યાગના મહામંત્રોને આલેખનારી નવલકથા. આ પુસ્તકને શોકપર્યંત સારી (ટ્રેજીક) અને હૃદયભેદક બનાવવામાં પુરતું લક્ષ આપવામાં આવ્યું છે. અને અમોને ખાત્રી છે કે નિઃસ્વાર્થ દિવ્ય-સ્વર્ગિ પ્રેમના અલૌકિક ચિત્રો નેત્ર સ્હામે ખડાં કરી વાંચકના હૃદયને પીગળાવી, કરૂણરસની, જમાવટથી, અશ્રુ પડાવ્યા વિના રહેશે નહી, તેમ પુસ્તક પુરૂ કર્યા વિના હાથમાંથી છોડવું ગમતું નથી. પૃષ્ટ પાંચસો તૈયાર છે.

(૪) ગીતાંજલિ, સવાલાખ રૂપીયાનું ઈનામ મેળવનાર સાહિત્ય કેસરી કવિ કુલમણી જગત્ વિખ્યાત કવિશ્વર રવિન્દ્રનાથ ટાગોરના સર્વજન પ્રસંશનિય, ગીતાંજલિ' ગદ્યપદ્યમાં અનુવાદ, સહીત, ઉત્તમ ડીઝાઇન વિવિધ ચિત્રો, કર્તાનું ચારત્ર, રવિબાબુના યુરોપ અમેરિકાના ઉપદેશકપત્રો, ઋષિ સંપ્રદાયને પુન્નરૂજીવન, આપનારા શાન્તિ નિકેતનનો વૃત્તાંત્ત નવરસનાં કાવ્યો, કાવ્ય શાસ્ત્ર ઉપર વિવિધ તરંગી વિચારો આત્માને ઉન્નત બનાવનાર નવાં ઓજસ અને નેત્રમાં તેજ પુરનાર, હૃદયને નવા રસમાં ઝુલાવનાર, નસોને નવા સત્તેજ રક્તથી ધમ ધમા-વનાર, અને જીવનને નવી નવી નવ પ્રકાશિત દિશાઓ પ્રેરનાર આ-ત્માના સુખરૂપ પ્રદેશમાં આગળ વધારનાર, દિવ્ય વિચારોથી ઉભરાતી બંગાળી, ગુજરાતી, કાવ્ય કુસુમ માલિકા પૃષ્ટ પાંચસો છપાય છે.

આ સંસ્થા તરફથી બહાર પડતી દરેક ગ્રંથમાળાનાં પુસ્તકોનો કાર્યક્રમ ફેરવવાની સર્વ સત્તા વ્યવસ્થાપકને છે.

મંત્રી—

લક્ષ્મણચંદ્રજી સાહિત્ય ગ્રંથાલય

અને

સાહિત્યોદ્ધારક ફંડ.

અમદાવાદ.

# ગ્રંથાન્ત વિષયો.

મનુષ્ય દેહની દુર્લભતા, જીવની કૃતરીતા, જીવને સૂચના. મર્ણ દુર્લભ વસ્તુ, શાસ્ત્રનો સિદ્ધાંત, સદ્દગુરૂની જરૂર, શિષ્યનું કર્તવ્ય, ચિત્તશુદ્ધિ ને સદ્દવસ્તુ, શિષ્યની ફરજ, સાધન, વિવેક, વૈરાગ્ય, સમાદિ સંપત્તિ, શિષ્યની દ્રષ્ટિ, શમ, દમ, તિતિક્ષા, શ્રદ્ધા, સ્તુતી, ગુરૂની વાણી, શિષ્યનો પ્રશ્ન, ગુરૂનો પ્રત્યુત્તર, કર્ત્તાનો અભિપ્રાય, ગુરૂનો પ્રબોધ, ભયરોગ રસાયન, સ્થૂલદેહ, રાગનું બંધન, પચ વિષયની મોહજાળ, અવિદ્યાબંધ, બાહ્યદંભ, પ્રમાદ, મોહ, કુમાર્ગ, કાયાની અસારતા, સ્થૂલ દેહના ધર્મ, અવસ્થા, ઇંદ્રિયો, પ્રાણો, અષ્ટપુરી, સૂક્ષ્મદેહના ધર્મો, અહંકારનો ધર્મ, આત્માની પ્રિયરૂપતા, આત્માનો અનુભવ, માયા, માયાના ગુણો, માયાની નિવૃત્તિ, વિક્ષેપ શક્તિ, આવરણ, અવ્યક્ત, અનાત્મ પદાર્થ, ચૈતન્યનો અવબોધ, ગુરૂ શિષ્યનો પ્રશ્નોત્તર, શિષ્યનો અનુભવ, સ્વરૂપનો અનુભવ, શિષ્યનો પ્રવાસ, ગુરૂ, શિષ્ય, ને શાસ્ત્ર એ ત્રિપુટીની સાર્થકતા, કર્ત્તાની શુભેચ્છા ને ક્ષમાપના વિગેરે ઉપર બતાવેલા સર્વોત્તમ ગ્રંથની થોડી કોપી સીલક છે. માટે સવિસ્તર મંગાવી લેવા વિનંતી છે.

### વિદ્વાન સાક્ષરોના ઉત્તમ અભિપ્રાય પામેલી

# મૃણાલિની.

(પ્રસિદ્ધ કાદંબરીકાર બાબુ બંકીમચંદ્રની રસિક બંગાળી નવલકથાનો અત્યુત્તમ અનુવાદ.) આ નવલ કથા ઐતિહાસિક હોવા ઉપરાન્ત તેમાં મૃણાલિની અને હેમચંદ્ર વચ્ચે શુદ્ધ દૈવી પ્રેમ, આદ્ય કર્તવ્ય દેશહિત તેની પૂર્ણતા માટે હેમચંદ્રે ભોગવેલી કઠિણતર વિરહી સ્થિતી, મનોરમાનું આત્મ બળિદાન, દિગ્વીજય, તથા ગિરીજાયાની હાસ્ય પૂર્ણ સ્વામિનિષ્ટા, આદી નવ રસોનું ઉત્તમત્તા 'મૃણાલિની'ના જેવીજ છે. તેને અન્ય ઉપમાજ નથી અને સ્ત્રી પુરૂષો વિના સંકોચે પ્રેમથી વાંચે તેવી ચિત્તાકર્ષક શૈલી યોજવામાં આવી છે. ડેમી આઠ પેજી પૃષ્ટ ૨૦૦ પાકું પૂઠું કિંમત રૂ. ૧-૪-૦ કાચાના રૂ. ૧, વી. પી. પોસ્ટેજ જુદું.

### એક રહસ્યમય નવીન વાર્તા

# સૂર્યકળા.

રાજા ચંદ્રસિંહને ત્યાં પુત્ર જન્મ, પુત્ર ત્રણેક વર્ષનો થતાં વજીરને સોંપણી, ભાતૃદ્વેષ, રાજ લેવાની યુક્તિ, ભાભીને વ્યભિચારી બનાવી તેની પાસે

ભાઇનું ખુન કરાવી ગાદી ઉપર બેસવું, ગાદીનો ખરો વારસ રાજપુત્ર સૂર્યસિંહનું મ્હોટું થવું, સૂર્યસિંહનું પોતાના કાકાનાં કરેલાં દુષ્ટ કૃત્યથી માહીત થવું અને પોતાના બાપના ખુનનો બદલો લેવા તૈયાર થવું, વિગેરે વિગેરે રાજપુત્રને વેઠવાં પડતાં અસહ્ય સંકટો કેવી રીતે સહન કરી, ભવિષ્યમાં તે સુખી થાય છે તે આ પુસ્તકમાં સારી રીતે સમજાવવામાં આવેલ છે. કિંમત બાર આના. પોસ્ટેજ જુદું.

સઘળી જાતનો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

લક્ષ્મીપ્રસાદ રામા.

સેવકાની વાડી અમદાવાદ.

---

---

# જોઇએ છીએ.

આ સંસ્થા માટે ગામે ગામ અને શહેરે શહેર ફરી સારૂં ફંડ એકત્રિત કરી સાહિત્યનો ફેલાવો ઉપદેશ આપી કરી શકે તેવા ઉત્સાહી સ્વયંસેવકો, હેન્ડબીલો પાવતી બુકો વિગેરે પુરાં પાડવામાં આવશે. પગાર, લાયકાત મુજબ. લખો અગર મળો—

**મંત્રી—લક્ષ્મણચંદ્રજી સાહિત્ય ગ્રંથાલય અને**

**સાહિત્યોદ્ધારક ફંડ-અમદાવાદ.**

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | લાઇન. | અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ટ. | લાઇન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૧૬ | બળપૂવક | બળપૂર્વક | ૭૨ | ૨૪ | કરીશ | કરીને |
| ૪ | ૩૦ | કાળાગૃહ | કારાગૃહ | ,, | ,, | આપવામાં | આપવા |
| ૨૧ | ૨૯ | વેસ | વેષ | ,, | ,, | તે | + |
| ૨૪ | ૧૬ | એ અનેક | અનેકાનેક | ૭૨ | ૨૬ | ત્રીજી | બીજી |
| ,, | ૧૮ | મતુષ્ય | મનુષ્ય | ,, | ૨૯ | જે | × |
| ૨૭ | ૨ | બીજા | વગર | ૭૬ | ૨૫ | ચિહ્‌ન | ચિહ્ન |
| ૩૧ | ૩ | એક | શોક | ૭૭ | ૬ | રાખેલે | રાખેલી |
| ૩૩ | ૬ | વન્ધુ | ભગિની | ૭૮ | ૧૫ | બાહોશ | બેહોશ |
| ૩૪ | ૨૮ | થશેને | થઇને | ૭૯ | ૮ | કદીન | કઠીન |
| ૩૬ | ૧૨ | મીર્જુંપુર | મીર્જાપુર | ,, | ૧૪ | પણ | ત્રણ |
| ૩૧ | ૧૬ | હું | મેં | ,, | ૧૯ | થોડ | થોડે |
| ૪૦ | ૨૮ | રીતે | × | ૮૨ | ૧૨ | વિંચારી | વિચારી |
| ૪૪ | ૧ | આવોજ | ઓરજ | ૮૩ | ૮ | ઉપાંય | ઉપાય |
| ૪૮ | ૨૫ | નીચેનો | નીરનો | ૮૩ | ૨૭ | ફુમાર | કુમાર |
| ૪૭ | ૭ | તેના | તારા | ૯૦ | ૧ | સર્વ | અને |
| ૪૮ | ૯ | છે | ને) | ,, | ૩ | ચતુર્વિશત | ચતુર્વિંશત્ |
| ૪૯ | ૧૧ | સમપૂર્ણ | સમર્પણ | ૯૨ | ૨૯ | સળ્યા | મળ્યા |
| ૫૨ | ૫ | જવા | થવા | ૯૨ | ૩૦ | નિવિઘ્ન | નિર્વિઘ્ન |
| ૫૩ | ૨૬ | નાંખે | નાંખો | ૯૪ | ૧ | ધુંટારાઓ | લુંટારાઓ |
| ૫૮ | ૫ | આવ્યો હતો | આવ્યા હતા | ,, | ૨ | હતે | હતા |
| ,, | ૧૮ | ઉમી | ઉભી | ,, | ૧૫ | મ્હારી | મ્હારિ |
| ,, | ૨૧ | જંગન્ન | જંગલ | ૯૬ | ૨૦ | ને | છે. |
| ૬૦ | ૧ | હો | રહો | ૯૯ | ૧૯ | વિરાજત | વિરાજીત |
| ૬૦ | ૨૮ | મઠનાંથી | મઠમાંથી | ૧૦૬ | ૭ | ભલાઇ ના મળે યારો | બુરાઇ જામતી યારો |
| ૬૨ | ૧૫ | માંતુશ્રી | માતુશ્રી | | | | |
| ૬૩ | ૫ | સન્ધ્યાપર | સન્ધ્યા પણ | ૧૦૭ | ૩ | સન્માન | સમાન |
| ,, | ,, | જુરખના | રાતના | ,, | ,, | ભાઉઓનો | ભાઇઓનો |
| ,, | ૧૫ | આ કૃતિનો | આકૃતિનો | ૧૧૦ | ૧૪ | વદનામણુ | વદનામ્બુજે |
| ૬૫ | ૧૮ | ત્રિપાદ | ત્રિપદિ | ,, | ,, | જેમાનું | માંનું કે |
| ,, | ,, | ધૈર્યયથા | ધૈર્યમથા | ૧૧૧ | ૭ | શક્તિમાં | શક્તિ મા |
| ૬૬ | ૧૮ | ઉક્તા | ઉક્ત | ,, | ૧૧ | વૃત | ધૃત |
| ૬૮ | ૭ | વિષત | વિંષત્ | | | | |
| ૬૯ | ૧ | અદ્રવ્ય | આદ્રવ્ય | | | | |
| ૭૨ | ૧૮ | અપરાધે | અપરાધો | | | | |

# દાનનો અપૂર્વ લ્હાવો પ્રાપ્ત કરો.

સાહિત્યનો ઉદ્ધાર કરનારી, આ ધાર્મિક સંસ્થાને તમારે ત્યાં આવતા, દરેક પ્રસંગે યાદ કરી, દાન આપો નિતિ શાસ્ત્રમાં તથા ધર્મ શાસ્ત્રમાં સર્વથી શ્રેષ્ટ સાહિત્ય દાન ગણેલું છે. સાહિત્યના ઉદ્ધાર માટે એકી વખતે રૂપીયા ત્રણસેં આપનાર બાર દાતાઓ નહી નીકળે ? અવશ્ય નીકળશે. પાંચ રૂપીયાથી વધુ દાન આપનારનાં નામ આ સંસ્થા તરફથી બહાર પડતી ગ્રંથમાળામાં પ્રસિદ્ધ કરી અમ્મર કરવામાં આવશે, અને ગ્રંથમાળાનું પુસ્તક મફત મોકલાશે. આ સિવાય હરકોઈ જાતનું દ્રવ્યાદિક દાન સ્વીકારાય છે.

મંત્રી. લક્ષ્મણચંદ્રજી સાહિત્ય ગ્રંથાલય

અને

સાહિત્યોદ્ધારક ફંડ

અમદાવાદ.